# પૃથ્વીરાજ ચોહાણ

સચિત્ર

પ્રકાશક:—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. …સુરત.



માલીક:—ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર પબ્લીશર.

કીંમત આઠ આના.

—: ॐ :—

## —: ભારતનો છેલ્લો હિંદુસમ્રાટ: —

# મહારાજા પૃથ્વીરાજ.

( પૃથુરાજ ચોહાણ. ) સચિત્ર.

લેખક:-

ધવરાવ ભાસ્કરરાવ કર્ણિક-ગોપીપુરા-સુરત.

(સ્વામીભક્ત સુરપાળ, રાજર્ષિ ભર્તૃહરિ, મહર્ષિ ભર્તૃહરિ, સહસ્ત્રી શશિકલા, ત્રિનાશીની વામા, મહર્ષિ પરશુરામ, ગઝલમાં ગીતા, સોનેરી જાળ, પોપાદી પંતે, પ્રપંચી પ્રેમદા ઈત્યાદીના લેખક)

—(०)—

પ્રકાશક:-

ણિલાલ જીવણદાસ વજાણી ભાવનગરવાળા.

એકલા માલીક:-પ્રાણજીવન પુસ્તકાલય.

ગવર્નમેન્ટ તારઓફિસ સામે-સુરત.

ચિત્રકાર:-શ્રીયુત માસ્તર તનસુખ.

સંવત ૧૯૭૫] (પ્રથમસંસ્કરણ.) [પ્રતિ સંખ્યા ૨૦૦૦.



મૂલ્ય:-રૂ. ૦-૮-૦.




જ્ઞાતિભૂષણ શ્રીયુત,

**ઠક્કર વૃજલાલ ઓધવજી લાલજીભાઈ.**

આપ જ્ઞાતિની ઉન્નતિમાં રસ લ્યો છો, તેમજ જ્ઞાતિ માટેની દરેક પ્રવૃત્તિઓમાં તન, મન અને ધનની મદદ આપવાને હરહંમેશ તત્પર રહો છો. કેળવણી પ્રત્યે ખાસ લાગણી ધરાવો છો. તેમજ આપને આંગણે આવેલ કોઈ પણ વ્યક્તિ નિરાશ થઇ પાછી જતી નથી. એવા ઉત્તમ ગુણોથી આકર્ષાઇ આ લઘુ પુસ્તક આપના કરકમળમાં સવિનય અર્પણ કરૂં છું.

સમર્પનારઃ—

આપનો સદાનો આભારી,

**ઠક્કર પ્રાણુલાલ જીવણદાસ.**

બુકસેલર ભાવનગરવાળા.

# પ્રસ્તાવના.

ક્ષત્રિય કુલાવતંસ, દિલ્હીના છેલ્લા હિંદુ સમ્રાટ, પ્રાતઃસ્મરણિય, મહારાજાધિરાજ પૃથ્વીરાજ ચૌહાણના જીવનના એક મુખ્ય પ્રસંગ આ કાવ્યમાં આલેખવાનો લેખકે પ્રયાસ કર્યો છે. અનિર્વચનીય કીર્તિ વિભુષીત મહારાજ પૃથ્વીરાજનું જીવનચરિત્ર આલેખવું એ પણ એક મહારાજનો અપરાધજ છે છતાં તેવો અપરાધ પણ પ્રસ્તુત સમયે હિંદુ જાતિને હિતાવહ હોવાથી મારા હસ્તથી તે અપરાધ સિદ્ધ થાય છે. મહારાજનું જીવનચરિત્ર એટલું તો મહાન અને ગહન છે કે તેને માટે વ્યર્થ શબ્દમાલા પ્રયોજવાનું પ્રયોજન નથી. એવી ઉજ્વળ કીર્તિકૌમુદિના સ્વામી ચૌહાણભૂપના ચરિત્રમાં જો પ્રસ્તુત લેખકે ઇતિહાસની વિકૃતિ કરી મહારાજના ચારિત્ર્યને શ્યામતાયુક્ત કરી દીધું હોત તો આ લેખકના ત્રણ ચાર પુસ્તકો સાથેજ પ્રકાશમાં આવી તેને દ્રવ્યલાભ પણ વિશેષ થાત! અલબત મહારાજને એક ભયંકર માનસિક વ્યાધિ લાગુ પડયો હતો અને તેને યોગેજ હિંદુજાતિ પરાધિના થઇ છતાં મહારાજ જેવી અનન્ય પ્રભુતાશાલી વ્યક્તિને ભરદરબારમાં એક નીચ વેશ્યા પાસે અધમ પ્રશ્નો કરાવવા અને ઇતિહાસને વિપરીત રૂપમાં દર્શાવવો એ આ લેખકને જરાપણ યોગ્ય ન લાગ્યું અને તેથી આ પુસ્તકનું પ્રકાશન સ્થલ બદલવું પડયું. લેખકની પોતાના લખાણમાં કદાપિ પણ ફેરફાર ન કરવાની પ્રતિજ્ઞા તૂટે અને તેને અમુક સ્થળે પાછા જવું પડે એવા પ્રયત્નો તો આવા સંયોગોમાં થાયજ, તે છતાં મારા અને મહારાજ પ્રતિના સ્નેહથી આકર્ષાઇ આ પુસ્તકને રા. પ્રાણલાલ જીવણદાસ વજાણીએ પ્રકાશમાં આણ્યું તે માટે લેખક તેમનો અતિશય આભારી છે—પ્રકાશક ધન્યવાદને પાત્ર છે. કાવ્યમાં ચારે લીટીના પ્રાસો એકસરખા ગોઠવ્યા છે જે વાંચકોને વધુ પ્રિય થવા સંભવ છે. ઇતી ઓૐમ.

માણેકઠારી પૂર્ણિમા. સં. ૧૯૮૧ સેવક, મા. ભા. કાર્ણિક.

# શ્રી "પ્રાણજીવન" પુસ્તકાલય
## તરફથી બહાર પડેલાં સચિત્ર પુસ્તકો.

—: કાવ્યમાં :—

| | | |
|---|---|---|
| જલ સમાધિ–વા–દેવી શારદા....(ચાર ચિત્રો) | રૂ. | ૦–૮–૦ |
| રાજા ભરથરી .... .... .... (બાર ચિત્રો) | રૂ. | ૦–૮–૦ |

—: ડિટેકટીવ નવલકથાઓ :—

| | | |
|---|---|---|
| પોલાદી પંજો .... .... .... .... .... | રૂ. | ૦-૧૨-૦ |
| સોનેરી જાળ .... .... .... .... .... | રૂ. | ૦–૮–૦ |
| નવલશા હિરજી .... .... .... .... | રૂ. | ૦–૮–૦ |
| ખૂની કોણ? (આવૃત્તિ બીજી) | રૂ. | ૦–૮–૦ |
| લાલનો એકકો. ( „ ) | રૂ. | ૦–૮–૦ |
| ચોકટનો એકકો:—(તેર પાનાની કેટ) | રૂ. | ૦–૮–૦ |

—: સામાજીક નવલકથાઓ :—

| | | |
|---|---|---|
| વીણા–વેલી .... ....(ભાગ ૧+૨) (સચિત્ર) | રૂ. | ૧–૪–૦ |
| વિનાશીની વાચા(પાકું પૂંઠું પૃ ૩૫૦)બાર ચિત્રો | રૂ. | ૨–૦–૦ |
| (ઐતિહાસિક) ( ૨૬ કાગળ ) „ | રૂ. | ૧–૮–૦ |

પ્રકાશક:–પ્રાણલાલ જીવણલાલ વજાણી. ટાવર રોડ–સુરત.

॥ अथ मंगलम ॥

## ભારતનો છેલ્લો હિંદુસમ્રાટ

# મહારાજા પૃથ્વીરાજ.

## (પૃથ્વીરાજ ચૌહાણ.)



—હરિગિત.—



"રચ્યો કોઈ અનુપમ ચિત્ર આ મુજ હસ્તની કારિગરી,
સુંદર સજાવ્યા રંગ મેં મહેનત અતિશય આદરી;
પણ ના ! કદર મુઢ લોકને કિંમત ન કો આપે ખરી,
મારી કળાનો એક બદલો આપનારો શ્રી હરિ !"

આવી બુમો પાડી તહાં જન એક ફેરા ખાય છે !
જ્યાં પુણ્યજળ નદિના વહે બહુ શાંત વાયુ વાય છે;
અલબેલડી આકાશની શોભા સરસ નિરખાય છે,
ઉર જાય છે, પરિતાપ દાયા શાંત અતિશય થાય છે !

૧

છે કાળ સંધ્યાનો ભલો જન કંઇક ત્યાં ફેરા ફરે,
લાગ્યો પરિશ્રમ દેહને સલિલે પછી તે પરહરે,
થઇ શાંત મનડું તેમનું ફરી ભદ્રતા ઉરમાં ભરે,
કંઇ તો જુઓ! જળમાં રહી ભગવંતની ભક્તિ કરે.

ભાળો! અહિંથી ભવ્ય આ દેખાય નાકા દોડતી!
કાળો, થયો નદિનો પ્રવાહ વળી અભ્રની છાંયાવતી!
વાળો! ફરી દ્રષ્ટિ ઉપર કંઇ રમ્ય ત્યાં શોભા હતી!
ટાળો! હૃદયના તાપને નભની ભલી ભાળી ગતિ!

શુચિયલ સલિલ ગંગા તણું ખળખળ કરી વહી જાય છે!
અવલોકજો! આકાશમાં પ્રભુ દર્શનો પણ થાય છે!
દઇ કાન દિલના સાંભળો! ત્યાં વેદમંત્ર ગવાય છે!
શોભા સરસ એ ભાળતાં બસ! મુગ્ધ મન હરખાય છે!

કેવી સુખદને શાંત આ આવે લહર અલબેલડી!
અનિલે જુઓ! ડોલી રહી કંઇ વૃક્ષ સુંદર વેલડી!
છે ધન્ય! આ પ્રભુની પળો! છે રમ્ય આ રમવા ઘડી!
જાણે અહિં કો કિન્નરી ખેલી રહી રસ ઘેલડી!

ધસતો પ્રવાહ સરિતા તણો નયને મધુર શોભા ભરે!
તેના ધવલ પટની ઉપર રવિ રશ્મિ કોમલ સંચરે!
જાણે કનકનું વસ્ત્ર આ ભૂમિ સુંદરી શરીરે ધરે!
કે દિવ્ય ફણિધર દેવ અહીં નિજ કાંચળીને પરહરે!

આવે અનિલ ચમકાર ત્યાં જળ સ્તબ્ધ થૈ નાચી રહે !
દેખાવ એ અવલોકતાં આંખો જરૂર રાચી રહે !
છાંયા પછી એ દૃષ્યની દિલમાં અહા ! સાચી રહે !
એ દિવ્ય પ્રભુતા દેવની કુવિના હૃદય વાંચી રહે !

લાગે નયનને રમ્ય એવા વૃક્ષ ત્યાં નિરખાય છે !
તેથીજ શું અહિં મંદ ને બહુ સ્વચ્છ વાયુ વાય છે !
વિકસિત મધુર એ વૃક્ષની જલમાંજ છાપ છપાય છે !
લેતાં પવનની લ્હેર ત્યાં દુખ દર્દ દોષ દબાય છે !

જેને સદા સંધ્યા સમે રસ ચિત્ર આ જોવું ગમે !
પાપે ભર્યું અંતર કહિ અહિં મુકત થૈ લ્હોવું ગમે !
નિજ નેત્ર પશ્ચાતાપના જલમાં ભરી રોવું ગમે ?
તે આવતા અહિં પંકથી તન જેમને ધોવું ગમે !

દિન દિવ્ય ધામ કનોજના પાગલ પ્રવાસી જે હતા !
ધનવાન શેઠ શ્રિમંત પણ અહિં નિત્ય ફરવા આવતા !
રણયુદ્ધના રસિયા સદા ગંગાજલે તરવા જતા !
ના ! ના ! કંઈ ત્યારે હતી અમ ભાગ્યમાં નિર્ભાગ્યતા !

કંઈ બ્રાહ્મણો નદિતટ ઉપર બેસી જુઓ ! સંધ્યા કરે !
કરવા પ્રસન્ન પ્રભુજીને નિજપાઠ મુખથી ઉચ્ચરે !
નિર્ભય બની ગોવત્સ ત્યાં આનંદથી ચારો ચરે !
છે ધર્મ હજી ! ના કોઈ રાક્ષસ તેમની હત્યા કરે !

જન જાય, નૌકાં નિત્ય લૈ સુખદા સલિલમાં ખેલવા,
હરખાય, બાલક સ્વચ્છ એ નીર નેત્રથી અવલોકવા;
મન થાય, દ્રષ્ય નિહાળતાં સહુ કોઈને નાવિક થવા,
પરખાય, પ્યાર અપાર છે, જગનો જળે રમવા જવા.

આવે તહાં કૈં સુંદરી જલ સ્વચ્છ નિજ ઘડુલે લઈ,
કંઈ મંદ ચાલે ચાલતી એ માર્ગપર મ્હાલી રહી;
જાણે અહીંજ મનુષ્યની આજે સરીતા છે વહી,
ત્યાગી જવા તે ઠામને મનડું અહા ! ચ્હાતું નહિ.

કલરવ કરી પક્ષી બધાં તે દિવ્ય ધામ ગજાવતા !
જાણે મધુર સંદેશ કૈં પ્રભુ દ્વારથી લઈ આવતા !
સર્વેશની સૃષ્ટિ પછી નિજ શબ્દથી શોભાવતા !
ઉંચે હજી રવિરાજના કંઇ મંદ કિરણો એ હતા !

ગંગા કિનારે મ્હેલ છે રાઠોડ નૃપ જયચંદનો,
ઉછળી રહ્યો અતિ વેગથી અવસર તહાં આનંદનો;
મ્હાલય મહિં સખી વર્ગ સૌ કરતા વિનયથી વંદનો !
આજે તહાં કંઈ શબ્દ પણ સંભળાય ના આક્રંદનો !

જયચંદની કન્યા તણો એ મ્હેલમાંજ નિવાસ છે,
ક્ષત્રાણીને શોભાવતા તેના પરમ અભિલાષ છે,
"મુજ દેશના દુખ પરહરૂં" એવો ઉરે ઉલ્લાસ છે,
તેથીજ વરવું વીરને તેની પ્રતિજ્ઞા ખાસ છે.

ફિર કૌણ ભારતવર્ષમાં ત્યાં તેજ ચર્ચા થાય છે!
સખી વર્ગના મુખથી ભલા અભિપ્રાય ભિન્ન અપાય છે!
મોટા મહારથીનો તહીં કદી અલ્પ આંક મુકાય છે!
વચ્ચે વળી ઠઠ્ઠા તણો પણ ઠીક રંગ રખાય છે!

છે જન્મ દિન શુભ આજનો જયચંદની કન્યા તણો,
તેથી તહાં વ્યાપી રહ્યો આનંદનો અવસર ઘણો,
ગીત ગાય મંદ સુકંઠથી યુવતી રસીલી, ચારણો,
મહાલય નિચે ત્યાં ચિત્ર લઇ ફરતો પ્રવાસી આપણો.

બહુ નાદ વાદ્ય વિપુલ ત્યાં કૈં શબ્દ સંભળાતો નથી!
સ્વર "ચિત્રલ્યો" એ મ્હેલમાં રે! રે! હજી જાતો નથી!
તોએ પ્રવાસી આપણો શ્રમથી દુખી થાતો નથી!
પાડે ફરિ ફરિ બૂમ તે જરી લેશ અચકાતો નથી!

કૈં કૈં ઘડી ગઇ એમ ત્યાં થાક્યો પ્રવાસી આખરે!
ઉપવાસ છે ત્રણ દિવસના કોમલ પ્રવાસી શું કરે!
શકિત ન ઉરમાં "ચિત્ર લ્યો" ક્યાંથી ફરી તે ઉચ્ચરે!
પણ ટેક દૃઢ નિજ કાર્ય તે ત્યાગી ન પાછો સંચરે!

એવે થયું કૌતક તહાં આવ્યો અનિલ અતિ જોરથી!
ત્યાં શુભ્ર સાળુ અગાસીમાં નાંખ્યો સુકાવા તે નથી.
એ વાત સત્વર દાસીએ જઇ રાજકન્યાને કથી.
"તમ દિવ્ય સાળુ લૈ ગયો ખેંચી અનિલ થઇ મ્હારથી."

એ શબ્દ સુણી નૃપ કન્યકા આશ્ચર્ય પામી અંતરે !
બહુ મંદ ગતિએ દેખવા નિજ શાળુ કાજે સંચરે !
દ્રષ્ટિ નીચે કરતાં તહાં ભાળ્યો પ્રવાસી એ ખરે !
પામ્યો પરિશ્રમ તે છતાં 'હ્યો ચિત્ર' પોકારો કરે !

એ રમ્ય ચિત્રો ભાળતાં આંખો ઠરે છે આપણી,
રંગો પુર્યા મહીં લેશ ના ! કિંમત કથાએ તે તણી;
એ દિવ્ય ચિત્ર નિહાળતાં નૃપ પુત્રી થૈ રાજી ઘણી,
"લાવો તમારાં ચિત્ર એ !" કરી કન્યકાએ માંગણી.

સુણતાં સુવેણુ સુંવાળીના સહુ ચિત્ર નિજ હસ્તે લઈ !
ચાહ્યો પ્રવાસી મ્હેલમાં શાંતી અહા ! તેને થઇ !
કહેતો સ્વગત 'પ્રભુ ધન્ય ! મુજ ઉરની બધી ચિંતા ગઇ !"
દર્શાવી ચિત્ર પ્રવાસીએ સહુ વાત વિસ્તારી કહી !

"આ ચિત્ર માલવનાથનું આ દેવ ગુર્જર દેશનો,
ભાળો ! મધુરો વેશ આ છાયો લલિત લંકેશનો,
પણ ચિત્ર આ દેખો તમે જે પાત્ર સહુના દ્વેશનો,
આ પૃથ્વીરાજ ભુપાલ છે મહા અંશ તે પરમેશનો.

એવું કહી પાષાણુપર અંકિત કરી પ્રતિમા હતી,
જે રમ્ય ભાલ-લલાટ સુંદર દેહ કાજે શોભતી,
જેની પ્રભા ત્રણુ લોકમાં પ્રભુએ પ્રવર્તાવી હતી,
જેને નિહાળી સિંહની અટકી જતી સઘળી ગતિ.

તે ભવ્યભદ્ર ભુપાલની છબી કન્યકાને આપતા,
વચનો વિવશ તેને કરે એવા લલિત ભાખ્યા હતા,
પણ વેણુ એ સુણતાં ન તેનાં કર્ણ કૈં થાકયા હતા,
નૃપ પુત્રીએ જેને સ્મરી નિર નેત્રથી નાંખ્યા હતા.

હતી ભવ્ય એ પ્રતિમા અને રંગો પૂર્યા ભલી ભાતના,
નયનો ભલાં શોભી રહ્યા કમળો ખીલ્યાજ પ્રભાતના,
વેધ્યુ હૃદય અબળા તણું થઇ નેત્ર એ ઉત્પાતના,
રામા રસિલીને થયા સ્મરણો ફરી ફરિ રાતના.

ભાળી ભલિ પ્રતિમા અહા! પ્રિય પૃથ્વીરાજ ભુપાળની,
થઇ સ્તબ્ધ સંયુક્તા અતિ કાંતીલ છટા શી વાળની!
દેખી સુકોમળ દેહ એ સ્મૃતિ થાય છે સિંહબાળની,
**ના! ના! છબી એ જાણવી છે મ્લેચ્છના મહાકાળની!**

નિર્દોષ અબળા દેહને જે દુષ્ટ સંતાપી રહ્યા!
યવનો અધમ નિજ હસ્તથી ગૌ કંઠને કાપી રહ્યા!
તીડવૃંદ થઇ સિંહક્ષેત્રમાં નફફટ બની વ્યાપી રહ્યા!
નિજ દુષ્ટ દંભ ધતીંગથી જે કષ્ટ બહુ આપી રહ્યા!

તે મ્લેચ્છનો મદ મારવા આવ્યો પ્રભુ સંસારમાં,
જેના અચલ મહાબાણના ટંકાર રવ છે કારમા;
માર્તંડ થઇ વ્યાપી રહ્યો અંધારના અંબારમાં,
આવ્યા પ્રભુ પૃથુરાજ થઈ આ વિશ્વના વ્યવહારમાં.

જેની પરમ કીર્તિ થકી ત્રણુ લોક ડોલી જાય છે,
જેની ધ્વજાથી શત્રુઓ કંપી મરણુને ન્હાય છે;
સૃષ્ટિ સદા જેના વડે મહા પુણ્યભાગી મનાય છે,
બોલ્યો પ્રવાસી "આજ તે નૃપ પૃથ્વિરાજ કથાય છે."

વર્ણુન વિલક્ષણુ એ સુણી આશ્ચર્ય તે પામી રહી!
અંતર અહા! અબળાતણું સ્મરમસ્તિ ત્યાં જામી રહી!
'પૃથુ! આપછો પ્રાણેશ!' કહી સતી દેહ નીજ નામી રહી,
બંને હૃદય જ્યાં એક છે ત્યાં શી પછી ખામી રહી!

વિરહે બની વ્યાકુળ પછી વનિતા વિમાસે અંતરે,
અબળાતણું ઉર-વૃક્ષસ્થળ ઘાયલ કર્યું અંતે સ્મરે;
નિજ મંદ રમ્ય સરોદથી થઇ મુગ્ધ કન્યા કરગરે,
"ચરિતજ કથો ચૌહાણુનું મુજ ચિત્ત તે સુણુતાં ઠરે.

વાણી વિનયવતી સાંભળી આગ્રહ અતિ અબળાતણો,
તેણે કહ્યું, "બાળા! હજી ન્હેલો પરીચય આપણો!
તમ તાત નૃપ જયચંદ તે પૃથુરાજનો શત્રુ ઘણો,
પછી આપ શું પૃથુદેવને દઈ દેહ આ સ્વામી ગણો.

એ થાય ના! સંતાનનો શો ધર્મ છે સંસારમાં,
વળી પુત્ર પુત્રિ પિતા તણો આધાર છે અંધારમાં;
માતા પિતા મોટાં કરે નિજ બાળ ઉરના પ્યારમાં,
સંતાન તે નાખી શકે નહિ સ્નેહ એ અંગારમાં.

તમ દેહ પૃથુને અર્પવા જયચંદ ભુપ ચ્હાતા નથી,
બંને પરસ્પર શત્રુ લઢતા લેશ અચકાતા નથી;
પામ્યા પરાજય તોય તે દિલમાંહી શરમાતા નથી,
કરતા ભયંકર યુદ્ધ વિશ્રાંતી જરી ખાતા નથી.

તે શું કદાપિ દેહ આ પૃથુસિંહ ભુપને આપશે!
આશા નથી! દુહિતા તણાં દુખ દઈ તે કદી કાપશે!
જયચંદ નૃપ તમ જીગરના શું પ્રેમને પણ માપશે!
"નૃપકન્યકા! નક્કી કહું તમ તાતને રિસ વ્યાપશે."

"દરકાર ના તેની કરો ના પ્રેમને હદ હોય છે,
ભાળો ચકોરી મુગ્ધ થઇ સહી શોક શશીને જોય છે;
પડતાં પતંગો પ્રેમથી અગ્નિ મહીં તન ખોય છે,
પ્રણુયી પ્રિયા પણ તેમ દઈ નિજ પ્રાણ વિરહે રોય છે.

સંસારમાં કદી પ્રેમને અટકાવ હદ હોતી નથી,
અગ્નિ શિખા નિજ કર્મમાં પાછું ફરી જોતી નથી;
દઈ પ્રાણ નિજ પતિ-ભાણુને સામા કદી રોતી નથી,
મૃત્યુ મળે તેને છતાં આયુષ્ય તે ખોતી નથી.

જુલ્મો વડે કાયા જડો હું કષ્ટથી ડરતી નથી,
બોલ્યું વચન થઇ ભ્રષ્ટ હું મિથ્યા કદી કરતી નથી;
છે સાઇ અન્ય ભુપાળ હું તેને હવે વરતી નથી,
પૃથુદેહ નયને દેખવા સહી કષ્ટ હું મરતી નથી.

માટે હૃદયની વ્યર્થ એ ચિંતા નકામી પરહરો,
ભુપ ભવ્ય ભદ્ર નરેશનું બોલો ચરિત્ર નહિ ડરો;
વ્યાકુળ થયું દિલ દગ્ધ આ મિથ્યા વિનોદ ન આદરો,
મમ એજ છે દૃઢ ટેકના ભ્રમમાં હવે પગલાં ભરો!

વચનો વિલક્ષણ સાંભળી જયચંદની દુહિતા તણાં,
કીધાં પ્રવાસીએ વળી નૃપના વખાણો ત્યાં ઘણાં;
"સુણજો તમે સંયોગિતા! જે ભદ્ર સ્વામી આપણા,
સૌંદર્ય તેને અર્પવા વિધિએ નથી રાખી મણા.

કંઇ પૂર્વની કથની કહી એનું ચરિત્ર સુણાઉં છું,
ભુપનો ભલો ઇતિહાસ હું સુણતા પવિત્રજ થાઉં છું;
છે દિવ્ય અમૃત એજ તે કથતાં હૃદય હરખાઉં છું,
શકિત ન મુજ જીવ્હા વિષે તેથી હજી અચકાઉં છું.

ત્રણ લોકમાં પણ ભવ્ય આ મુજ દેશ ભારતવર્ષ છે,
'સંસાર સહુ પ્રભુબાલ' એ જેનો પરમ આદર્શ છે;
ચિરકાલ જ્યાં વ્યાપી રહ્યો હૈયે ઉછળતો હર્ષ છે,
જેના વડે આ વિશ્વનો આજે થયો ઉત્કર્ષ છે.

એ ધર્મભુમિમાં શોભતો જે અબ્બુદાચલ* પ્હાડ છે,
જેના ઉપર શોભી રહ્યા વિધ વિધ વિલક્ષણ ઝાડ છે;

* ગુજરાતની ઉત્તરનો આબુ પર્વત.

વ્યાધિ વિદારક વૃક્ષની વસમી ગુફા જ્યાં ગાઢ છે,
દેવે દીધું એ રત્ન અહિં પરમેશનો એ પાડ છે.

એ દિવ્ય પર્વત ધામપર મોટા મહર્ષિઓ હતા,
રહી ધ્યાન મંત્ર નિમગ્ન તે નિજ દેહ પ્રભુને અર્પતા;
આકાશને ડોલાવતા મહાયજ્ઞ એ સ્થળમાં થતા,
પણ મ્લેચ્છ રાક્ષસ ત્યાં જઈ બહુ વિઘ્ન યજ્ઞે નાખતા.

શક્તિ હતી એ દિવ્યજનમાં સૃષ્ટિને સંહારવા,
પણ ઇચ્છતા ઋષિરાજ તે ત્રણલોક આખું તારવા;
ઇચ્છા ન જેના અંતરે મૃગયા વડે જીવ મારવા,
તેણે કહ્યું; "આવો પ્રભુ ! આ મ્લેચ્છ લોક વિદારવા."

ઋષીવૃંદની હૈયાભિની આ પ્રાર્થના જ્યારે થઈ,
તેવે સમે જ વસિષ્ઠની સ્વારી તહાં ફરવા ગઈ;
શોકિત થયું તન તેમનું સુણી કષ્ટ એ ગ્લાની મહી,
પણ તેમણે ઋષિવૃંદને મહાયજ્ઞની પ્રભુતા કહી.

"ઋષિરાજ ! તમ દુઃખ ટાળવા અહિં યજ્ઞ મોટો આદરો,
ના ! ના ! હૃદય સંતાપથી પરિતાપમાં કાયા ભરો !
ચિંતા ન રાખો ચિત્તમાં ભય સર્વથા ઉરનો હરો !
કરી યજ્ઞ પ્રભુની પ્રાર્થના ઇચ્છિત બધાં ફળને વરો !

વચનો વસિષ્ઠ તણાં સુણી ઋષિરાજ પામ્યા હર્ષને,
"પાવન થયાં સઘળા અમે નરદેવ! તારા દર્શને;
છે ધન્ય ઘડી પલ આજની પામ્યા અમે તમ સ્પર્શને,
આવી અહિં આવી હણ્યો અમ રંકના અપકર્ષને."

એવું વદિ ત્યાં તેમણે મહાયજ્ઞ અંતે આદર્યો,
એ યજ્ઞની જ્વાલાવડે મ્લેચ્છો તણા મદને હર્યો;
જગ શાંત આજે છે થયું સંતાપ સર્વે પરહર્યો,
પણ યજ્ઞ પૂર્ણ થતાં તહાં યોગેશ યજ્ઞે અવતર્યો.

તે દિવ્ય પ્રભુના તેજથી સૃષ્ટિ બધી ગાજી રહી!
મ્લેચ્છો તણી પ્રભુતા સદા લોકેશથી લાજી રહી!
આકાશમાં ઈશ્વર તણી ખરી દુંદુભી વાજી રહી!
અવની સકલને એક આ ભારત પ્રભા આંજી રહી!

દિગપાલ ડોલ્યા સર્વને ધરણી ધ્રુજી ત્રણ લોકની,
દુષ્ટો પરે સઘળે પ્રભા પથરાઈ પાછી શોકની;
આવી ઘડી યવનો તણા તન દુષ્ટ પ્રાણ વિયોગની,
ગાજી રહ્યું જગ હર્ષથી; "છે ધન્ય પ્રભુતા યોગની!"

તે યજ્ઞ ભગવાને કહ્યું; "મારી વિનંતી કાં કરી?
શાને તમે શોકિત થઇ મુજ પ્રાર્થના અહિં આદરી;
કોણે કહો તમ પંથની શાંતી અરે આજે હરી?
જાણો જરૂર તેણે હવે નિજ દેહને પણ પરહરિ!"

માળવપતિશ્રી **રાજા ભરથરી.** સચિત્ર



પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

કીંમત આઠ આના.

વચનો સુણી પ્રેમાળ આ ઋષિ સર્વ રાજી થૈ રહ્યા,
આવ્યા પ્રભુ અવનિ વિષે સંતાપ સહુ ચાલી ગયા,
દુઃખો થયાં દૂર દેશના દેવો દયાળુ છે થયા,
પોકાર પૃથ્વિ તણા સુણી પ્રભુને અહા ! આવી દયા.

ઋષીવૃંદ જોડી હસ્તને કાયા નમાવીને કહે,
"છે ધન્ય ભારત વર્ષ જ્યાં ગંગાયમૂના પણ વહે;
ઉંચો હિમાચળ મ્લેચ્છ અર્બ, ઇરાનના ચિતડાં દહે,
પણ આજ આ અમદેહ તે બાપુ ! બહુ કષ્ટો સહે.

છે ઘોર આ જંગલ છતાં દુષ્ટો તણો અહિં વાસ છે !
જેના હૃદયમાં પાપનો બસ સર્વથાજ નિવાસ છે !
કરવી અધર્મિ પૃથ્વિ આ એવો અહા ! અભિલાષ છે !
એ મ્લેચ્છનો વ્યાપી રહ્યો બહુ રોજ વધતો ત્રાસ છે !

માટે તમે કરૂણા કરી કો ધન્ય વિરની દેહને,
દ્યો જન્મ આ સંસારમાં હણવા બધા સંદેહને;
ભુલતા ન ભદ્ર પ્રભુ ! તમે હૈયે રહ્યા અમ સ્નેહને,
વરસાવજો આકાશથી નિત્યે કૃપાના મેહને."

જેવા હતા બહુ કૃષ્ણને પ્રિય વેણુ અતિશય પાર્થના,×
તેવા ગમ્યા યજ્ઞેશને એ વેણ સહુના સ્વાર્થના;

 × અર્જુનના

મુની મંડળે ફરિ ફરિ કહ્યા બહુ શબ્દ એ ભાવાર્થના,
દિન શબ્દમાં દેવે સુણી ત્રણલોક કેરી પ્રાર્થના !"

કરૂણા કરી પ્રભુએ કહ્યું; "તમે યાચના ફળશે હવે !
ફિરતાર ધરી નિજ દેહને આ વિશ્વમાં વળશે હવે !
મદ મ્લેચ્છના માટી બની પ્રલયે જરૂર પળશે હવે !
તોફાન તુચ્છ ત્રિલોકના નક્કી કહું ટળશે હવે.!"

ઉચ્ચાર એ વચનો તણો હરિના મુખેથી જ્યાં થયો,
કે ભવ્ય કૈં શબ્દે તહાં ચિત્કાર બહુ ગાજી રહ્યો,
પછી શુદ્ધ શાંત અનીલ ત્યાં આનંદથી અતિશે વહ્યો,
આશ્ચર્યથી પછી યજ્ઞમાં યજ્ઞેશ તે ચાલી ગયો.

પણ તેજ પળ ! જાણે ઉષા આકાશમાં આવી રહી !
પ્રભુધામથી સૃષ્ટિ વિષે સંદેશ કૈં લાવી રહી !
પૃથ્વિ વિષે તે ધર્મની જ્યોતી પ્રવર્તાવી રહી !
દિલ દુષ્ટના નિજ તેજથી સંતાપમાં તાવી રહી !

તેવો થતાંજ પ્રકાશ ત્યાં જે યજ્ઞ સ્થાનક છે રહ્યું,
તે નષ્ટ થઈ અગ્નિ તણું તહિં જોર પુષ્કળ છે થયું;
આખું અરણ્ય અહા ! જુઓ પલવારમાં પ્રજળી ગયુ,
નીર સ્તબ્ધ સાગરના થયા નદીમાં નહિ પાણી વહ્યું !

"હરિ ઓઉમ" કરતા નાદ ત્યાં વિર ચાર પેદા છે થયા,
લઇ દિવ્ય બાણુ ધનુષ્યને ચારે દિશાએ તે ગયા;
વાયુ સમા તિર તેમના મ્લેચ્છો તણાં દિલમાં વહ્યા,
કાયાપરે બહુ તેમણે આક્રંદથી કષ્ટો સહ્યા.

એ ચાર વિરના નામ તે ચાલુક્ય ને ચૌહાણ છે,
ત્રીજા તુંવાર જુઓ ? બધા સંસારનો તે ભાણ છે;
રાઠોડના ભાગ્યે ભર્યો પ્રભુએ અહા ! પાષાણ છે,
એ વંશનો અંતે ખચિત અપકીર્તિમાં નિર્વાણ છે.

તમ તાત નૃપ જયચંદ એ રાઠોડ વિરનો બાળ છે,
નિજ ધર્મને હણનાર એ કિરતારનો પણ કાળ છે;
દિલ દુષ્ટ છે પૃથ્વિ વિષે તે પાપનો પ્રતિપાળ છે,
જેનું સ્મરણ પણ સર્વને સંતાપતું વિકાળ છે.

પૂર્વે પુનિત આ દેશમાં પાંડવ હતા પૃથ્વિપતિ,
જ્યારે થઇ કૌરવતણી હિણુ ભાગીની અવળી મતિ;
થઇ યુદ્ધ અંતે તેમના તે સર્વ પામ્યા સદ્ગતિ,
તે સમયથી વિખ્યાત જે નગરી હતી દ્રોણાવતી.

ચોહાણ રાયે ભાળતાં ખંડેર ત્યાં નિજ નેત્રથી,
પુછયૂં, "કયું આ ગામ ?" કંઇ લોકે બહુ કીતિ કથી;
ચૌહાણ સુણી તે શોકમાં આવ્યા જગત ગમતું નથી,
અવની તણાં આનંદમાં દિલ તેમનું રમતું નથી.

જે સૃષ્ટિના સ્વામી અને આચાર્ય શશી રવિ વંશના,
ગુરૂ દ્રોણ જેને વિશ્વ આ કહેતું પ્રભુના અંશના;
જેને બધા અભિમાન લઈ કરતું પ્રણયથી વંદના,
જેને નિહાળી દુશ્મનો કરતાં દત્રની આક્રંદના.

અહિં પુણ્યસ્થળ તેનું અહો! શિર આ નમાવી આથડે!
"ઉદ્ધાર હું તેનો કરૂં મુજ ભદ્ર આ બાહુવડે;
છે સત્ય ભાગ્ય પ્રકોપથી પૃથ્વિતણા પર્વત પડે,"
સ્થાપ્યું નગર એવું કહી રવિરાજ આકાશે ચઢે!

એ પુણ્ય પ્રાતઃકાળમાં સ્થાપ્યું નગર પોતા તણું,
"છે તેજધામ વિશાળ જે અજમેર આજે આપણું!"
ત્યાં રાજ્યગાદી વડે કર્યું વિખ્યાત તે વિશ્વે ઘણું,
જેનું તમે લેશો હવે અબળા! અચલ ઓવારણું.

ચૌહાણના એ વંશમાં નરશ્રેષ્ઠ સોમેશ્વર થયા,
દિલ્હીપતિના દાસ થઇ તે યુદ્ધમાં લઢવા ગયા;
ભાળી પરાક્રમ તેમના નર સર્વ વિસ્મિત થૈ રહ્યા,
"છો આપ વિરયોદ્ધા ખરા!" એ શત્રુએ વચનો કહ્યા.

સોમેશને એવી અજબ મહાયુદ્ધથી કીર્તિ મળી,
તે કાજ દિલ્હીપતિ તણી ચૌહાણ પર દ્રષ્ટિ ભળી;
તેમાં વળી નૃપપુત્રીની સોમેશ પર પ્રિતડી ઢળી,
તે "આપ છો પ્રાણેશ!" કહી ચૌહાણને ચરણે વળી.

નૃપપુત્રી દિલ્હીપતિ તણી કમળા સુકોમળ નામ છે,
ઉર પ્રેમથી પરિપૂર્ણ દિલ દેવાંશીનો આરામ છે;
ચૌહાણના ચિતનો અહા ! અબળા બની અભિરામ છે,
કમળા ખરેખર પૃથ્વિની પ્રિતથી ભરેલો જામ છે !

એ દિવ્ય અબળા દેખતા બહુ મુગ્ધ સોમેશ્વર થયા !
કમલા બની રતિ સુંદરી સોમેશ પોતે સ્મર થયા !
બંન્ને હૃદય બસ પ્રેમમાં થઇ મસ્ત અંતે તર થયા !
કાયા જુદી રહી માત્ર પણ હાં ! એક તે અંતર થયા !

કમલા સ્વરૂપમાં સૌમ્યને ભલી ધર્મવતિ બાળા હતી,
જાણે જગતમાં શ્રેષ્ઠ તે સૌંદર્યની માળા હતી,
પણ ધર્મની રગરગ વિષે જીવતી સદા જવાળા હતી,
સંસારમાં તે સ્નેહના શિક્ષણ તણી શાળા હતી.

એના થકી પૃથુરાજ તે દેવાંશી બાલક સાંપડયા,
જેના વડે દુનિયા તણા દુર્ગેશ દેશ તજી પડયા;
વાગી વિજયના વાદ્ય જ્યાં કિર્તિ તણાં પડ છે ચઢયા !
પણ તેજ ભદ્ર ભૂપાળ તે તારા વિયોગે છે રડયા !"

વચનો વિમળ આવા સુણી કન્યા વિમાસી અંતરે,
તેણે પ્રતિજ્ઞા આદરી, 'બસ ! દેહ પૃથુ ! તુજને વરે !'
"કયારે પ્રિતમ આવી અહિં પરિતાપ મારો પરહરે !"
એવુંજ સંયુક્તા સદા સંતાપથી ઉરમાં સ્મરે.

દઈ દિવ્ય એ પ્રતિમા પછી ચાલ્યો પ્રવાસી તે ગયો !
પણ મુગ્ધ નૃપ કન્યા તણાં ઉરમાં પ્રણય ચાલુ થયો !
ક્યારે મળે પૃથુરાજ એ અભિલાષ અંતરમાં રહ્યા !
ભૂપનોજ મિત્ર પ્રવાસી તે પૃથુરાજને મંદિર ગયો.

તેણે વચન ભુપને કહ્યા, "અબળા તમોને ચ્હાય છે !
ચતુરા ચલિત ચિતમાં થઈ નક્કી હવે નિરખાય છે !
સ્મરની સવારીથી સદા સલુણી દિલે શરમાય છે !
તેથી સુકન્યા આપનાજ વિયોગથી અકળાય છે !"

જયચંદ એજ કનોજનો રાજેન્દ્ર જે રણશૂર છે !
સમ્રાટનું હૈયું છતાં પૃથુદ્વેષથી ભરપૂર છે !
જયચંદનું વ્યાપી રહ્યું રવિતુલ્ય અતિશય નૂર છે !
તેના હૃદયમાં કલેશ ને કંકાશનો અંકૂર છે !

નિજ પુત્રી સંયુક્તા સદા પૃથુરાજની ભક્તિ કરે,
મુજ દેહના દિલદાર કહી દિલ્હીપતિને સાંભરે;
એવી ખબર નૃપને થતાં તે શોક પામ્યો અંતરે,
સમજાવવા નિજપુત્રીને જયચંદ ત્યાં ચાલ્યો ખરે.

નિર્દોષ સંયુક્તા તહાં બહુ શોકમાં બેઠી હતી !
જેના હૃદયમાં કામની વસમી નજર પેઠી હતી !
રાત્રી રડી રડી કષ્ટમાં જેણે સદા વેઠી હતી !
જેની હૃદય-પતસાળી તે પૃથુસિંહથી એંઠી હતી !

નિજ તાતને અવલોકતાં તે મંદ થાશે ચાલતી!
સત્કારવા બહુ પ્રેમથી સલુણી જુઓ! સામે જતી!
જયચંદના નયનો થકી બસ ઝેરની વૃષ્ટિ થતી!
તેણે કહ્યું, "શું પુત્રી! તું પૃથુની ઉતારે આરતી?"

"હા, તાત! ભદ્ર ભુપાલ એ મમ દેહના શણગાર છે!
દિલ્હી તણાં દેવાંશીએ મુજ પ્રાણ હૈયાહાર છે!
છે તેજ પ્રિય ભરથાર આ કાયા તણા કિરતાર છે!
તેના વડે મેં આજ સહુ સોળે સજ્યા શૃંગાર છે!"

"બસ થાયના! પૃથુરાજ એ છે બાલવૈરી આપણો,
શું દુષ્ટ તે દંભી થકી તું પ્યાર રાખે છે ઘણો;
પૃથુદેવની કિર્તિ તણાં ગીત ગાય ખોટાં ચારણો,
તેને ભલે નિરખી બને બહુ મુગ્ધ મૂર્ખ રમારણો."

"એવું ન વદશો આપ! આ સંતાપશો ના દેહડી,
વ્હાલા ગણી મેં તેમનું ચિંતન કર્યું છે હરઘડી;
પૃથ્વિ ઉપર પૃથુરાજની સત્તા સબળ સૌથી વડી,
સંગ્રામમાં જેની જુઓ! સમશેર હરદમ છે ખડી."

"બસ બંધકર! જીવ્હા વચન વિષથી ભરેલા ભાખમા!
મુજ શત્રુના સંભારણા દિલમાં લગારે રાખમા!
હાથે કરી કાયા અરે કારાગૃહે જઈ નાખમા!
શું નાંખવી છે ધૂળ આ જયચંદ ભુપની શાખમાં!"

"ના ! ના ! વચન એવા વદો પૃથુને તમે જાણો નહિ !
તેથીજ તેની કિર્તિની કિંમત કશી માણો નહિ !
બ્રહ્માંડ ભસ્મ ન થાય ! આ ઉર વૈરમાં તાણો નહિ !
અબળા તણા અભિલાષને શું આપ પરમાણો નહિ !"

"પૃથુસિંહથી પરણ્યા પ્રથમ આ દેહ પડશે બંધને,
ટુકડા થશે કાયા તણા એ કષ્ટ શું પ્રિય છે તને ?
કરશે સહન કોમલ શરીર શિક્ષા તણા સંતાપને,
આવે દયા દિલમાં નહિ બાળા ! સજા દેતાં મને."

"ત્યારે કરીને ઢોંગ કાં બાપુ ! સ્વયંવર આદરો,
આ ગાય પુત્રી કસાઈના ગૃહથી ભલે ભેગી કરો;
ના ! ના ! પિતા ! પુત્રી તણા અભિલાષ હૈયે છે હરો,
સંગ્રામના કંકાશને ના સ્નેહમાં આગળ ધરો."

"ના ! થાય, દુષ્ટ કલંકિની ! પૃથુ મ્લેચ્છ કાયર માત્ર છે !
શું દેહ તુજ ઉપભોગવા તે દુષ્ટ લેશ સુપાત્ર છે !
સુંદર સુકોમળ શોભતા કાયા તણા સહુ ગાત્ર છે !
એવા હજી વીર છે ! નહિ થઇ પૃથ્વિ આ નિઃક્ષાત્ર છે."

શબ્દો કથી એ ક્રોધના આવેશમાં ગુસ્સે થઇ,
ચાલ્યા ગયા જયચંદના દિલ દ્વેશની હદ છે રહી;
ઈર્ષા ! અહા ! રાઠોડના સર્વાંગમાં આજે વહી,
શીર કાળ છે, વિકાળ માનવ બાળ તે જાણે નહિ.

નરનાથ નિજ સત્તા બળે બહુ મસ્ત ઉરમાં છે થયાં,
રે ! રે ! ન ભારત વર્ષ પર કિરતારને આવી દયા;
ક્યાંથી પ્રભો અમ પાપ તે સઘળાં મળી સાથે વહ્યા !
જયચંદ અંધ બની અહા ! નિજ મ્હેલમાં ચાલી ગયા !

તે દિવસથી પૃથુસિંહ સાથે દ્વેશ તેણે આદર્યો,
ચાલ્યો ગયો એ કાળ પણ નવ ક્લેશ દિલનો સંચર્યો;
તેથીજ **રાજસુયજ્ઞ** પણ કરવા નૃપે નિશ્ચય કર્યો,
હું ચક્રવર્તી બનું હવે અભિલાષ એ હૈયે ભર્યો.

નિજ ક્ષાત્રધર્મ પરાક્રમે તાબે બધી સૃષ્ટિ કરે,
વનરાજ પણ જે દેહપર નવ દોષથી દ્રષ્ટિ કરે;
જેના ઉપર આકાશથી પ્રભુ પુષ્પની વૃષ્ટિ કરે,
તે માત્ર **રાજસુયજ્ઞથી** પાવન બધી વ્યષ્ટિ કરે.

પૃથ્વિતણા પ્રારંભથી જે જે **મહાનૃપ** છે થયા,
તે પણ ન **રાજસુયજ્ઞના** વસમા વિકટ પંથે વહ્યા;
ભગવાન કૃષ્ણ નરેન્દ્રની થઈ પ્રાપ્ત પોતા પર દયા !
તેથીજ પાંડવ માત્ર એ કરી યજ્ઞ જશપામી ગયા !

જયચંદને એવી હતી નવ દેવ કેરી સ્હાયતા,
વળી ભવ્ય ભારતવર્ષમાં ભૂપ અન્ય કૈં રહેતા હતા;
જેના પ્રબળ ટંકારને ત્રણ લોક પણ સ્હેતા હતા,
"પૃથ્વિપતિ છું હુંજ !" તે અભિમાનથી કહેતા હતા,

તે સર્વને ગણી તુચ્છ "હું પોતેજ નૃપ મ્હારાજ છું,"
હું સૃષ્ટિનો સ્વામી અને સમ્રાટ ભારતતાજ છું!
અવનિવિષે અખિલેશનો અવતાર પણ હું આજ છું!
મારા વડે છે દેશ આ હું હિંદભૂમિની લાજ છું!

રાજેન્દ્ર ભારત દેશના જે અન્ય સઘળાં છે સહી,
તેની ન કાંઈ વિશાત! તે મુજ શૌર્યને પહોંચે નહી!
તે સર્વને આમંત્રણો આપ્યા "હું સ્વામી છું." કહી!
જયચંદના ઉર ગર્વની બસ! ગર્જના વ્યાપી રહી!

યજ્ઞાશ્વ લઈ જયચંદની થઈ સજ્જ સેના નીકળી,
આકાશથી તેના ઉપર અમૃતતણી વૃષ્ટિ ગળી;
દુનિયા બધી ડોલાવતી શકિત અચલ નૃપને મળી,
કરતી વિજય ટંકાર સેના દિલ્હીને પંથે વળી!

પૃથુસિંહ દિલ્હી નરેશ છે શકિત ભલી ઉરમાં ભરી!
તેણે ન નૃપ જયચંદની પરવા કશીએ આદરી!
એ સૈન્યની ક્ષણ એકમાં તેણે અહા! હત્યા કરી!
છે ધન્ય ભદ્ર ભુપાલ તું પૃથુસિંહ પોતે શ્રી હરિ!

હાર્યા છતાં નિજ સૈન્યથી પછી યજ્ઞ એ થાતો નથી!
માર્યા છતાં નિજ મ્હારથી જયચંદ શરમાતો નથી!
ઠાર્યા છતાં ઉર વૈરથી શાંતી હજી ચ્હાતો નથી!
વાર્યા છતાં વિધિએ હજી રાઠોડ અચકાતો નથી!

"મુજ યજ્ઞમાં આવી પૃથુ! મુજ દ્વારની રક્ષા કરો!"
સંદેશ એ પૃથુરાજને વળી મસ્ત થઈ આપ્યો ખરો;
પ્રારંભ તે પળથી થયો અમ નાશ કેરો આકરો,
ઈર્ષા થકી પરિપૂર્ણ દિલ કિરતાર! કેમ નહિ હરો.

શરમાવતો સંદેશ એ પૃથુસિંહ પાસે પાઠવ્યો,
પણ એ સમે દિલ્હી મહીં ઉત્પાત ભારે છે થયો,
નક્કીજ ભારતવર્ષ પર પ્રભુનો અહા! ગુસ્સો વહ્યો!
પૃથુરાજ લઈ નિજ સૈન્ય મૃગયા ખેલવા વનમાં ગયો!

દિલ્હીતણા દરબારની કર્ણાટકી છે ગાયકા!
પૃથુસિંહના સંસારની પણ તેજ સલુણી નાયકા!
ગત જન્મમાં તે અપ્સરા હતી એમ છે જગ વાયકા!
દેવાંશી દિલ્હી ભુપાળને ગમતી બહુ સુખદાયકા!

વનમાં જતાં પૃથુસિંહ તે બસ એકલી અબળા પડી!
ગંદા વિચારે દેહના હાં! પાપમાંહી જૈ ચડી!
અંધી બની મહાલય વિષે તે નીચ નારી આથડી!
સંભારતી તે કામને દેહના વિલાસો ઘડી ઘડી!

ત્યાં શોધતો ભુપને અહા! કૈમાસ મંત્રી જૈ ચઢયો!
અવલોકતા અલબેલડી તે મોહ દરિયામાં પડયો!
આંખો છતાં થઈ અંધ તે મૃગજળ નિહાળી આથડયો,
કર્ણાટકીના દેહમાં કૈમાસનો છાંયો જડયો.

કહે અબળા તેને ભલે "આવ્યા તમે મમ બારણે !
આજે ઝુલાવું પ્રેમથી આ દેહ કેરે પારણે !
જીવશું પછી આપણ સદા એ સ્નેહને સંભારણે !
આવો ભલા આનંદથી ખેલો જરા ! યૌવન રણે !

છે મસ્ત આ મુજ ગાત્ર ત્યાં દ્રષ્ટિ ભલા ! નાંખો તમે,
વાળો પ્રણયથી દેહપર મદમસ્ત આ આંખો તમે;
આ છે શરીર પણ આપનું ત્યાં હસ્ત પ્રિય ! રાખો તમે,
"કર્ણાટકી પ્રિય તું!" કહી મિઠડા વચન ભાખો તમે."

"બોલો ન આવા વેણને શબ્દો ન એવા ભાખશો,
સેવક તમારો હુંજ છું ના પ્રેમ મુજપર રાખશો;
પરિણામ કાંતિલે કામનું તેને જરા ના ચાખશો,
આનંદમય આયુષ્યમાં અગ્નિ ન અંતે નાંખશો."

"જાણ્યું બધું ડહાપણ હવે આમસ્ત યૌવન તો જુઓ !
છું મુગ્ધ તમ કાયા વિષે ચંચળ અહા ! મન તો જુઓ !
સ્તનભારથી ધરણી ઉપર ઢળતું અરે ! તન તો જુઓ !
આવો ! સતાવો ! ના ભલા ! લ્યો ! પુષ્પ, ઉપવન તો જુઓ !

ભાળો ! મધુર મુખડું તમે આંખો જુઓ ! અલબેલડી !
શરમાય શું નાદાન ! ના રમતા શીખ્યો રતિ કેલડી !
ના ! ના ! રમી દેવાંગના તુજ મસ્ત આ અંકે ચઢી !
જો ભાળ ! આંખે ભાળ ! આ છે અપ્સરા સામે ખડી !"

"પણ દેહ આ માટી તણી તે જાય માટીમાં મળી,
પરમાર્થ કાજે પ્રાણ આ તે રાખવા કાયા વળી;
આપી ઈશે રાખી કૃપા દુખ દર્દને નાંખ્યા દળી,
ત્યાંથી અરે ! વિષની જુઓ ! વિકાળ જ્વાળા નીકળી."

"વાહ! જ્ઞાન આ ક્યાંથી મળ્યું સાધુત્વને છોડો હવે!
આ વૃક્ષ સ્થળ ભાળો! જરા દ્રષ્ટિજ ત્યાં જોડો હવે!
વ્હાલા ! વિલંબ કરો નહિ અવસર રહ્યો થોડો હવે !
તારૂણ્યના તન તાપને તત્કાલ બસ ! તોડો હવે !

કદળી સમું કોમળ શરીર મુજ શોભતા આ પાય છે,
વાયુ વસંત તણો જુઓ ! કેવો શિતલ અહીં વાય છે;
યૌવન સરોવર દેહનું ત્યાં દેવ પણ જૈ ન્હાય છે,
કૈમાસ! તું કેવો ભલા અબળા થકી શરમાય છે.

મનના તું વસ્ત્ર વિખેર બસ! બાકી ફીકર કરતો નહિ,
તનના હું વસ્ત્ર વિદારવા છું સજ્જ, તું ડરતો નહિ!
રસ સિંધુ ઉરનો દેખતાં પાછો ભલા! ફરતો નહિ,
તરવા પછી તન સાગરે આળસ ઉરે ભરતો નહિ.

ગભરા ન તું કંચન કળશ કરમાં ગૃહી તરવા જશે,
ભુલો ભલા ! પડશે નહિ સિંધુ તરી ઝટ આવશે;
આનંદથી હૈયું જરૂર છલકાવશે–છવરાવશે,
કૈમાસ ! વાસ અખંડ આ ઉરમાં પછી તારો થશે !"

"બોલો ન એવા વેણુ હું બહુ પાપથી  ડરતો રહું,
અબળા અહા ! અંગારથી દુર દેહ આ  કરતો રહું;
હૈયે સદા આનંદથી કિરતારને સ્મરતો રહું,
કરૂં પ્રાર્થના રણુમાં પડી દેવાંગના વરતો  રહું !"

"પણ આજછે દેવાંગના આધે ભલા કાં જાય છે ?
જોતો ખરો! રસનેત્રથી થનગન હૃદય આ  થાયછે;
છે પ્રેમ મુજ દિલડે ભર્યો હૈયું સદા હરખાય છે,
ઢળતી અહા ! આ દેહપર ઢળનાર તુંજ  જણાય  છે.

અબળાતણો અભિલાષ એ બસ ! સ્વર્ગનો આનંદ  છે,
ત્રણ લોકનું પણ તુચ્છ સુખ વામા તણાં જ્યાં  વૃંદ  છે;
સિદ્ધિ બધી સરલા થકી સંસારમાં પણ મંદ છે.
સુખ શ્રેષ્ઠ છે તરૂણીતણા સ્તનમાં બીજા સહુ ફંદ છે,

તું નાખ દ્રષ્ટિ નાંખ ! અહીં જો દેહ આ નાચી  રહી,
તું રાખ માયા રાખ ! હું રતિ યુદ્ધમાં રાચી રહી;
તું ભાખ પ્યારી ભાખ ! તુજ હૈયુ હૂં જો ! વાંચી રહી !
તું ચાખ, એ રસ ચાખ ! હું અધરામૃતો યાચી રહી !"

"બોલો ન આવા વેણુ હું તમ બાળ છું નકકી અરે,
તોલો ન તનને તાપથી મૃગ  માત્ર મોહ મહી મરે;
ખોલો ન પડદો પાપનો અંધાર જે સઘળે કરે,
પોલો ન રાખો ધર્મને પાપો જીવનને પરહરે!"

"ક્યાંથી નકામું ધર્મનું આ ઢોંગ તું સાંખી રહ્યો !
યૌવનતણા ઉર બાગપર દ્રષ્ટિ ન કાં નાંખી રહ્યો !
તેથી વચન વેદાંતના આવા વૃથા ભાખી રહ્યો !
શ્રદ્ધા શિયલ સર્વસ્વ પર ખોટી અહા ! રાખી રહ્યા !

માળી જુઓ ! પુલબાગના પલપલ મહીં પલટાય છે,
પછી દેહ ઉપવનનો કહો માળી ન કાં બદલાય છે ?
ખેડી શકે તેની ભલા ! ધરતી સદા કહેવાય છે,
અબળા શરીર એ ક્ષેત્રને જન ચ્હાય તે લઇ જાય છે.

શું પાપ છે અલબેલીના અંગો બધા અવલોકવા,
સંતાપ છે શાના કહો ! પ્રિય દેહ મંદિરીએ જવા;
અનુતાપ છે નવ કાંઈપણ અબળા બધી ઉપ ભોગવા
કશું માપ છે રમણી કઇ ઉપ ભોગ્ય છે તે માપવા ?"

"છે દેહ મલમુત્રે ભરી ના મોહ ત્યાં ભાળો જરા !
છે સ્નેહ એ સંતાપનું મૂળ સર્વથા બાળો જરા !
છે મોહ પ્રિતિનો અગ્નિએ તેને સદા ખાળો જરા !
સંદેહ કાંઇ ન પાપનું ફળ નર્ક તે ટાળો જરા !"

"વાહ ! ઠીક વાણી શિખ્યો છતાં જાણી ન તે ચતુરાઇને,
જોતો નથી મુજ મસ્ત ઉર ભોળા ! હજી શરમાઇને;
દ્રષ્ટિ જરા અહીં ફેંકજો ! અવળો ન થા અચકાઇને,
ઘર ઘર રમાયે તેજ અહીં રમ ! સ્નેહ રાસ લપાઇને.

કાયા બધી છે રોગથી ભરપુર અને દુખ ધામ છે,
કંઇ સ્પર્ષ રોગ વધારવા વ્યભિચારના એ કામ છે;
તેથી સુજન કહે છે બધા વ્યભિચાર પાપ તમામ છે,
બાકી ન કાંઇજ પાપ; નિતી આરોગ્યનું મહાધામ છે.

પણ દેહ જે નરનારીની નક્કી નિરોગી છે ખરી !
તેને ન બંધન પાપના ! શિક્ષા ન આપે શ્રી હરિ !
સાચી ભલા ! વસ્તુ બધી તુજને જુઓ ! સાદર કરી,
ઠગતો ન લેશ હવે, હજી જોતો નહિ પાછું ફરી !

જોતો ખરો ! સૌંદર્ય આ છે મસ્ત હું અલબેલડી !
રોતો જશે રહીને પછી તજી રમ્ય આ તનવેલડી !
ખોતો નહિ ! પ્રેમાળ આ પ્રમદા મળી રસઘેલડી,
ઘોતો નહિ ! નિજ ભાગ્યને હઠની કરી સત્તાવડી.

ગ્રહી હસ્તથી અતિ મસ્ત આ યૌવન કુસુમ કાયાતણા,
રતિ યુદ્ધમાં થા મસ્ત આ સૌંદર્ય જો નહિ છે મણા;
વિધ વિધ વિભવ રતિ કેલીના અવલોક ! આજે આપણા,
એવા રમો કે કામ પણ આશ્ચર્ય ઉર પામે ઘણા !

છું ત્રસ્ત, યૌવન રંગમાં ઝુલવું અતિપ્રિય છે હજી,
થા મસ્ત તું રતિજંગમાં ના કામ દે આઘે તજી;
ના અસ્ત હું થાવા દઉં મુજ પ્રેમને પ્રિય ! લે ભજી !
દઈહસ્ત પટકુળ છોડ ઝટ ! લોભાવવા રાખ્યા સજી!

સચિત્ર. **લાલનો એક્કો.** સચિત્ર.

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ગલર રોડ—સુરત.




કીંમત આઠ આના.

જોબન અલૌકિક આ જરા શું ભાળવામાં પાપ છે!
અબળાતણી કાયા પરે તન વાળવામાં પાપ છે?
સંયોગ વૃક્ષ લતાતણો બસ! ખાળવામાં પાપ છે,
અંકુશ અચલ કાયા ઉપર વળી પાળવામાં પાપ છે.

થા! થા! પ્રવાસી દેહનો! થા! મસ્ત યૌવન જોઈને!
જા! જા! નહિ મુજને તજી પછી નેત્ર ભરશે રોઈને!
"હા! હા!" હવે પ્રિય! ભેટવા, 'હા' આપ મુજમાં મોહિને,
"ના! ના! હવે કહેતો નહિ, 'ના' આમ કહેવી ન કોઇને.

વ્હાલા! હવે યૌવનતણે રણ ઘોડલે જા! જા! ચઢી,
રણમાં ન ડરવું લેશ! જા ઝુઝ દેહ-રણ-શૈયા વડી;
જીતનારને કુર્ણાટકી મળશે! અહા! ઉમદા ઘડી,
પ્રિયતમ! હવે શાની તને મુશ્કેલ માયા છે નડી?

કાચા તણી મુજ હાથથી પ્યારી પથારી પાથરી,
છે એજ તુજ શૈયા હું તારી શ્રેષ્ઠ રંભા છું ખરી;
તરસાવના! યૌવન અહા! દિનચારની પ્રભુતા ભરી,
લે! લે! અજબ ઉપભોગ આ તુજ દેહ ત્યાં જાશે ઠરી.

છે દેહ મંદિર શુન્ય! ના પરમેશનો ત્યાં પાય છે!
કંઈ વર્ષથી નવ સ્નાનને પ્રણયે હૃદય ધોવાય છે!
દુરથી ઘણાં દર્શન લઈ મુર્ખા જનો હરખાય છે!
ત્યાં સ્થાપના તારી કરૂં તોએ હજી શરમાય છે!"

વચનો વિકટ વામા તણા વસમાં વસ્યા જે અંતરે !
ત્યાં મસ્ત થઈ રતિરંગમાં કૈમાસ પણ ડુબ્યો ખરે !
પૃથુરાજની સામરાજ્ઞી શ્રી ઈચ્છનકુમારી છે અરે !
તે દ્રશ્ય આ દેખી સહુ મનમાંજ સંતાપો કરે !

પણ તેટલે પૃથુરાજ ત્યાં ઇચ્છન તણે મ્હેલે ગયા !
"આવ્યા ભલે વ્હાલા !" કહી તેણે પ્રણય વચનો કહ્યા !
તેને નહિ કર્ણાટકીના પાપની આવી દયા !
અંતે ઉઘાડયું પાપ સુણી ભૂપ છેક શોકાતુર થયા !

ભાળ્યા અહા ! નિજ નેત્રથી કૈમાસને કર્ણાટકી,
દુર્ભાગ્ય ભારતવર્ષના ઘનશ્યામ ! આવ્યા છે નકી;
ચૌહાણની મતિ ધૈર્ય ના બસ સ્હેજ પણ રાખી શકી,
કૈમાસનો કરી નાશ ભૂપ આનંદ પામ્યા તે થકી.

બીજો ચઢાવ્યો તીર જ્યાં કર્ણાટકીને કાપવા !
ઈચ્છન તહાં વચ્ચે પડી નવ દંડ એને આપવા !
અબળા હણી ના પાપમાં આ હસ્ત બન્ને સ્થાપવા !
લાગ્યા બહુ ભૂપ "હાય ! પ્રિય કૈમાસ !" કહી સંતાપવા !

ધરણી ધ્રુજાવી નાંખતો વિર શ્રેષ્ઠ પ્રાણ તજી ગયો,
પૃથ્વિ તણો આજે નકી મહા પ્રલય પણ આવી રહ્યો:
ઈશ્વર બન્યો મહાકાળ ભારતવર્ષનો દુશ્મન થયો,
વિકરાળ વાયુ વિનાશનો ચારે દિશાથી છે વહ્યો.

જ્યાં શોકમાં આવી રહ્યા નૃપ પૂર્ણ પશ્ચાતાપથી !
પંજાબ પ્રાન્ત તણો સુબો આવ્યો તહાં સંતાપથી !
બહુ દ્વેષથી તેનું હૃદય છે તપ્ત સુખ છાંયા નથી !
પ્રતિમાજ તે ઈર્ષા તણી જાણે ખરી કાયા નથી !

ચામુંડ જે રણક્ષેત્રમાં રમનાર મોટો મ્હારથી,
જયકાર તેનો દુષ્ટ એ દિલથી સહન થાતો નથી;
તેના હૃદયમાં ક્રોધનો અનુતાપ બસ માતો નથી,
રાખી અતિશય વેર તે ઉર લેશ શરમાતો નથી.

સંગ્રામ સ્થાનેશ્વર તણો યવનો થકી જ્યારે થયો,
ત્યાં યુધ્ધમાં વિરનાદને વંરનાર ચામુંડજ ગયો;
તેથીજ પૃથુ ચૌહાણનો સંસારમાં જય છે થયો,
સુલતાન ઘોરી અધર્મિ તે કાયર બની ન્હાસી ગયો.

પણ એ વિજય ચામુંડનો ત્રણ લોકને ડોલાવતો,
અભિમાનથી વળી કઇકના દિલમાંજ ઈર્ષા લાવતો;
એ રીતનો ઈર્ષાળુ વીર તે ચંદપુંડિર પણ હતો,
રસીયો છતાં રણક્ષેત્રનો સરહદ બધી સંભાળ તો.

તેણે કહ્યું, પૃથુસિંહને “ચામુડને ચ્હાશો નહિ !
દંભી અહા ! સરદાર એ વશ તેમને થાશો નહિં !
ચામુંડની ચતુરાઇથી કંઈ આપ હરખાશો નહિ !
એના વિચારોને કદી રાજા ! શરણ જાશો નહિ !

પુંડિર તણા વચનો સુણી આશ્ચર્ય અતિશય પામતા,
પૃથુસિંહ ત્યાં વાણી વદ્યા નિજ દેહને શરમાવતા;
ઈર્ષાળુના શબ્દો ન જે મનમાં કદાપિ લાવતા,
પણ તેજ પૃથ્વિ ભૂપાલ એ બસ આજ પલટાયા હતા.

"મુજ મિત્ર પુંડિર! પ્રેમથી સંદેશ તારો સાંભળું!
પણ દોષ શું ચામુંડનો કારણ ન હું તેનું કળું!
જાણ્યા વિના નવ વાંક હું અન્યાયને પંથે પળું!
વિષ આજ છે સમજી પછી નવ ઝેરને રસ્તે વળું!

"મ્હારાજ રેણુકુમાર જે શિરતાજ અનુપમ આપણો!
પ્રિય આપનેય હશે અને અમ સર્વને ગમતો ઘણો!
તેનું સદા હિત ચ્હાય છે ચામુંડ મામો તે તણો!
એ દંભના બહુ ગુપ્તને વળી ગુહ્ય છે સહુ કારણો!

તમ કંઠ એ રીત કાપવા ચામુંડ ચિતમાં ચ્હાય છે,
ભાણેજને ગાદિ પછી તે આપવા હરખાય છે;
જેના વડે ચામુંડને બહુ સ્વાર્થ કિર્તિ જણાય છે,
ભાણેજના ભડરાજ્યમાં મામોજ શ્રેષ્ઠ મનાય છે!

તેથીજ તે ભયને તજી બસ દિગ્વિજય મોટા કરે!
પરવા ન રાખે પ્રાણની સંગ્રામ આજે આદરે!
તે ચ્હાય છે ક્યારે પ્રભો મુજ સ્વાર્થ આ અંતે સરે!
ક્યારે વિજયશ્રી "નાથ!' કહી ચામુંડને કંઠે વરે!

ગજરાજ સુંદર શોભતો શ્રૃંગારહારજ આપણો,
તેણે કીધો થઇ મસ્તવધ નિર્દોષ એ પ્રાણી તણો;
હું તો કહું છું એજ કે ઉજળું ન દૂધ બધું ગણો,
પાપી તણી કાયા તમે નૃપ કેસરી ! હાથે હણો !

શ્રૃંગારહાર તણી અહા ! અવસાનની ખબરો વડે,
ઘેલા સમા નૃપ છે થયા દિલ તેમનું દુખમાં રડે,
આનંદને આજે નહિ પૃથુસિંહની કાયા અડે,
બહુ શોકનાં આંસુ ભરી નૃપ મ્હેલમાંહી આથડે !

ચામુંડ ત્યાં આવી ચઢયો મળવા પછી મહારાજને,
જેણે દિપાવ્યું છે સદા દિલ્હી તણા વિર તાજને,
શોભાવતો મ્લેચ્છો હણી જે શ્રેષ્ઠ આર્ય સમાજને,
જેણે ટકાવી છે સદા લોકેશ પૃથુની લાજને !

તેને નિહાળી નેત્રથી ભુપ ક્રોધથી ગરજી રહ્યા,
ઘાયલ કરે વિરને પછી એવાં વચન અતિશે કહ્યાં;
ના ! ના ! જરા મુજ દેશની કશી દેવને આવી દયા !
તેથી વિલક્ષણ આ બધાં પરિવર્તનો પુષ્કળ થયા !

ચામુંડ ક્રોધવડે કહે, “શંકા તમે રાખો નહિ !
જાણ્યા વિના મુજ કાર્યને ઠપકો કશો ભાખો નહિ !
છે ઝેર ક્રોધ ખરેખરૂં વિષને ભલા ! ચાખો નહિ !
ચામુંડ છે હજી કામનો તેનેજ દુર નાંખો નહિ !

તમ પુત્ર રેણુકુમારને શ્રૃંગારહાર હઠાવતો,
દીઠો અહા ! દ્રષ્ટિ વિષે મેં મસ્ત થઇ ગજ આવતો;
મૈદાન સ્થાનેશ્વર બધું નિજ ચર્ણથી ડોલાવતો,
રણશ્રેષ્ઠને પણ રોળવો તેને બહુ મુશ્કિલ હતો.

તેથીજ મેં ગજરાજને પાડયો ખચિત મુજ બાણથી !
નૃપનું કુટુંબ ગણાય છે બહુ શ્રેષ્ઠ મારા પ્રાણથી !
મુજને અધિક પ્રિય છે પ્રભુ ! તમ વંશ મમ નિર્વાણથી !
હેવે કીધું દિલ આ નથી મારૂં ભર્યું પાષાણથી.

તેમાં કહો ! કેવો હવે દરબાર ! મારો દોષ છે ?
મુજ કાર્ય છે અતિ યોગ્ય પછી સરકારને શો રોષ છે ?
જીવની નથી દરકાર જ્યાં ભય શબ્દવિણ મુજ કોષ છે,
મારૂં હૃદય ફાડી જુઓ ! દિલદાર ! ત્યાં સંતોષ છે.”

એવાં વચન સુણતા છતાં શાંતી પૃથુને ના થઇ,
બુદ્ધિ અરે ! પ્રારબ્ધના પાપે બધી પલટી ગઇ !
જો ! જો ! દિવસ આ જાય છે અમ ભાગ્યમાં રજની રહી !
આજે અહા ! સુણનાર પણ ચિત્કાર આ કો છે નહિ !

પૃથુએ કહ્યું, “ચામુંડને સરદાર તું મ્હારો છતાં,
શિક્ષા તને ના આપવી મોટો ગુન્હો તારો છતાં ?
આ લોહનું કંકણ તને અર્પું બહુ પ્યારો છતાં,
તે ૫્હેર ! હાથે ૫્હેર ! હે રણક્ષેત્રમાં સારો છતાં ?

વચનો સુણી નૃપ દેવના તે શોક પામ્યો અંતરે,
પણ સ્વામિભક્ત શુરા કદી ભૂપવેણ ના મિથ્યા કરે;
ચામુંડ કંકણ પ્હેરતાં આંસુ વડે આંખો ભરે,
પૃથુ પણ ઉભા રહી દૂર હાં ! નિજપાપ પ્રાયશ્ચિત કરે.

"કંકણ જુઓ ! બદલો મળ્યો રણક્ષેત્રનો લોખંડનું,
ફળ શ્રેષ્ઠ આ સંગ્રામનું ચામુંડ ! તારા દંડનું;
છે એજ પ્રાયશ્ચિત અહા ! તુજ પાપ સર્વ પ્રચંડનું,
શૃંગારહાર અરે ! થયો કારણ બધું આ બંડનું !

પણ તેજ પળથી તેમણે ભારી પ્રતિજ્ઞા આદરી,
રે ! રે ! હૃદયહિણુ કાં થયો અમ દેશપર તું શ્રીહરિ !
ના ! લેશ તે હૈયા મહિં બાપુ ! દયા જરીએ ભરી !
એ પાપથી અમ દેશની પરદેશને પ્રભુતા વરી !

ભાળો ! જુઓ જ્યાં સૂર્યનો નિત્યે ઉદય દેખાય છે,
ભાનુ ઉગી તે આજ હાં ! અસ્તાચળે બસ જાય છે;
આજે સ્થિતિ અમ દેશની દેખી હૃદય શરમાય છે,
સંતાપથી સર્વેશ ? આ બળી ખાક હૈયાં થાય છે !

ચામુંડ જે રણક્ષેત્રનો સમ્રાટને રણધીર છે !
જેનું હૃદય છે સિંહનું જે હિંદ ભૂમિનું હીર છે !
ઝાંખા થયા જેનાવડે પયગામી પીર ફકીર છે !
ચામુંડ છે વિર તેજ પણ તેનાં નયનમાં નીર છે !

"જે હસ્તમાં મુજ દંડ રૂપ કંકણ નૃપે આપ્યું ખરૂં !
તે હસ્તમાં લોખંડનું આયુધ હવે હું ના ધરૂં !
પરમેશને સાક્ષી કરી ગજવેલને હું પરહરૂં !
સમશેરને ત્યાગી હવે માળા લઇ પ્રભુને સ્મરૂં !"

એવું કહી જે શસ્ત્રને નિજ હસ્તમાં લેતો હતો,
જેના ઉપર મુસ્તાક થઇ બસ ! શૌર્યથી રહેતો હતો !
ત્યાગ્યા અહાહા ! શસ્ત્ર તે સંતાપ ઉર રહેતો હતો !
પ્હેલો દિવસ ભારત તણા દુર્ભાગ્યનો આજે હતો !

ત્યાં વર્તમાન વળી મળ્યા જયચંદનો જે ભાઇ છે !
જેના હૃદયમાં યુદ્ધની અવિરત રહી અધિરાઇ છે !
યવનો તણા શીરના ઢગો બસ એજ જેની કમાઇ છે,
વિધવા બની યવનાંગના જેનાવડે જખમાઈ છે.

તે સૈન્ય લઇ પૃથુસિંહ પર આવે ધસી આજે અહા !
નિજ બાળ લડતાં ભાળીને મુજ ભારતી લાજે અહા !
પણ શોક ! શીરપર મૃત્યુનો ડંકો જુઓ ! ગાજે અહા !
તેને બરાબર કર્મ આ કટિલાઇના છાજે અહા !

પૃથુસિંહ સૈન્ય લઇ ચઢયા બડભિસ્મ બાલુકરાય પર !
ધમધમ કરી વિર છે ધસ્યા બસ રકતવાળા શબ ઉપર !
એ શબ્દ ત્યાં ગર્જી રહ્યો બસ નાશ ! હ્રાસ ! વિનાશ ! કર !
આજે જુઓ ! વિર છે થયા નિજ પ્રાણુપર પણ બેફકર !

ધમધમ નગારા ગાજતા હોંકાર ભારે થાય છે,
હરખાય છે, નરકેસરી કાયર બધા શરમાય છે!
કરમાય છે, કોમળ અહા! કાયા તહાંજ કપાય છે,
ઢગ થાય છે! શબના જુઓ! તે નેત્રથી નિરખાય છે!

ખંજર, તિરો, ભાલા તણી વૃષ્ટિ તહાં આવી રહી!
તે મોત ભારત વર્ષનું છે આજ દર્શાવી રહી!
વિષની વિષમ વૃષ્ટિ-વિલય વેગેથી વરસાવી રહી!
તલવારના તોફાનમાં ત્રણ લોકને તાવી રહી!

નરસિંહ બાલુકરાયના ત્યાં પ્રાણ સંગ્રામે ગયા,
પૃથુસિંહ નૃપ વિજયી બન્યા એ ઘોષ આકાશે થયા;
આ વર્તમાન વિપત્તિના વેગે જગતમાં છે વહ્યા.
જયચંદ નૃપ તેણે અહા! સંકટ અતિ દુખથી સહ્યા!

નિજ રાજ્યની હદમાં કદી સ્નેહી તણું મૃત્યુ ઘડે,
તો થાય રાજસુયજ્ઞ નહિ એ વિઘ્ન ત્યાં મોટું પડે;
એ રીત યજ્ઞ થયો નહિ જયચંદ દુખ પામી રડે.
આંખો છતાં થઇ અંધ તે પાગલ સમા યે આથડે!

નિજ યજ્ઞ બંધ રહ્યો છતાં કન્યા સ્વયંવર છે કર્યો,
તે કાજ પત્ર લખ્યા બધે ઉત્સવ અનેરો આદર્યો;
કરવા પ્રપંચ અધર્મથી હિંદુ છતાં તે ના ડર્યો.
તેના હજી હૈયા વિષે બસ દ્વેશ પુષ્કળ છે ભર્યો!

વિધ વિધ કલાથી શોભતો મંડપ સ્વયંવરનો હતો,
આકાશમાં પ્રતિબિંબ થૈ જે શુભ્ર આરસ શોભતો;
અવલોકનારો ત્યાં અતિ બહુ મુગ્ધ હૈયામાં થતો.
આયુષ્ય પૂર્ણ થતાં સુધી એ દ્રષ્યને સંભારતો !

એ દિવ્ય ઉત્સવમાં બધા નરરાય કૈં આવ્યા હતા,
સાથે સદા કરી સજ્જ સહુ નિજ સૈન્ય પણ લાવ્યા હતા
એ પુણ્ય ઉત્સવમાં છતાં વિષવૃક્ષ બીજ વાવ્યા હતા;
**પૃથુરાજને મંડપ તણા દરવાન દરશાવ્યા હતા !**

પૃથુસિંહનું પુતળું કરી તે દ્વાર પાસે ગોઠવ્યું,
ના ! ના ! અધર્મ થકી અહા ! જયચંદનું હૈયું દ્રવ્યું;
પણ એજ કારણથી જુઓ અમ દેહનું શોણિત સ્વ્યું,
અપકિર્તિને હાથે કરી રે ! રે ! નિમંત્રણ પાઠવ્યું !

પૃથુરાજના દરબારની કર્ણાટકી વારાંગના
દેવાંશી સમ દિપતી અતિ જાણે હતી દેવાંગના
ગણિકા છતાં તેની હતી પૃથુસિંહમાં દૃઢભાવના
ગાતી સદા ગીતડાં મધુર પૃથુદેવનાજ પ્રભાવના !

સાચો પુરૂષ સંસારમાં બસ ! એક પૃથ્વિ ભુપાળ છે,
પુરૂષત્વથી પરિપૂર્ણ તે અબળા મદનનો કાળ છે;
રતિ યુદ્ધમાં વિજયી થવું જેના વડે વિકાળ છે.
પૃથુસિંહ તે રતિનાથનો પૃથ્વિ વિષે પ્રતિપાળ છે !

એવું ગણી ગણિકા છતાં શીલ પાળતી અબળા ઘણું,
તાણી બીજા સહુ તૂચ્છના શીર ઢાંકતી પોતા તણું;
રાખી સદા રહેતી પછી પૃથુદેવનું સંભારણું.
તેણે તજ્યું પૃથુરાજથી ભયપામી તેનું બારણું!

પૃથુને તજી જયચંદને તે આશ્રયે આવી રહી,
તોએ અતુલ પૃથુસિંહ પર તે પ્યાર દરશાવી રહી!
સંસારમાં ચૌહાણની પ્રતિભા પ્રવર્તાવી રહી,
સૌંદર્યમાં સલુણી જુઓ! સહુ વિશ્વ શરમાવી રહી.

સંયોગિતાને તે સદા નૃત વાદ્ય ગાન ભણાવતી,
નિત્યે નવી અનુપમ કળા આનંદથી દર્શાવતી;
શિક્ષાગુરૂ નૃપ પુત્રિની બની ત્યાં સદા રહેતી હતી,
પૃથુદેવના પુરૂષત્વની તેને કથા કહેતી હતી.

એ રીત નૃપપુત્રી તણું દિલ સ્નેહથી તેણે ભર્યું,
પૃથુસિંહના પ્રેમે અધિક પ્રમદા તણું દિલ સર કર્યું;
કંદર્પના તાપે પછી તરૂણી તણું તન તર કર્યું,
જાણે જરૂર કામે અહીં રતિના હૃદયમાં ઘર કર્યું.

જયચંદની પુત્રી તણો પૃથુસિંહ પર બહુ પ્યાર છે,
તેને હવે ખારો થયો પૃથુરાજ વિણ સંસાર છે;
ચૌહાણ એ ચતુરા તણા હૈયા તણો બસ! હાર છે
દિલ્હીપતિ દારા તણો દિલદાર છે!-દરબાર છે

નૃપપુત્રી મુજ કાજેઅહા ! આજે બની વ્યાકુળ ઘણી,
એવી ખબર પૃથુને મળી રાઠોડની કન્યા તણી;
ત્યારે સ્વયંવરમાં જવું એ છે ફરજ બસ આપણી,
લઈ સૈન્ય નિજ સાવધ થયો ચોહાણુ વીર ચુડામણિ.

પૃથુના હતા સરદાર વિર ચોંસઠ જગત ડોલાવતા,
ટંકાર તે કરતા બધી અવની ધ્રુજાવી નાંખતાં;
નયનો તણા ચમકારથી પૃથ્વી પ્રલયમાં વાળતા,
નિજ ક્રોધની જ્વાળા વિષે બ્રહ્માંડ પણ પ્રજલાવતા.

જયચંદનું પણ સૈન્ય સર્વ વિશાળને બળવાન છે,
રણક્ષેત્રમાં રમવા તણું રાઠોડને બહુ જ્ઞાન છે;
ક્ષાત્રત્વનું વળિ તેમના રગરગ ભર્યું અભિમાન છે,
પણ હાય ! દ્વેશ થકી બધે વ્યાપી રહ્યું અજ્ઞાન છે.

એવા વિપુલ વિરશ્રેષ્ઠની સામે થવું નવ સ્હેલ છે,
વરવો વિજય જયચંદ પર ભાસ્યું અતિ મુશ્કેલ છે;
ના ! ના ! સમર શોભાવવો નિર્વિર્યના એ ખેલ છે,
ભયથી પૃથુનું સૈન્ય પણ વ્યાકુળ બની અટકેલ છે.

દેવી તણો પ્રિય પાત્ર જે ચોહાણુ કેરો ભાટ છે,
જેના હૃદયમાં સર્વદા પૃથુકાજ બસ ઉચ્ચાટ છે;
કવિ ચંદ ચારણુ ભાટના કુલશ્રેષ્ઠનો સમ્રાટ છે,
જેણે જીત્યા કિર્તિવડે બહુ બંગ માલવ લાટ છે.

તેણે કહ્યુ, "મહારાજ ! આ કલિકાળ ક્રૂર રૂપે વહ્યા,
કરવું કપટ નક્કી હવે ધર્મિ અધમ સઘળા થયા;
આજે હવે સંસારમાં નવ ન્યાય ધર્મનિતિ રહ્યા.
કૈં ભાટ પણ જયચંદના ઉત્સવ વિષે જોવા ગયા,

તે રીત હું પણ ભાટ છું જયચંદ ગૃહ પંથે પળું;
લઇ સૈન્ય મારૂં સર્વ હુંજ સ્વયંવરે વ્હેલો વળું.
ડંકા નિશાનો હાથ લઈ સમશેર સાથે નીકળું;
મારા બનો સેવક તમે જયચંદને હું જૈ મળું;

એ રીત પૃથ્વિ ભુપાલ નિજ સેવક તણા સેવક થયા.
ચોંસઠ વિરો સાથે લઇ ડંકા નિશાનો નીસર્યા,
અવલોકતાં એ સૈન્યને કાયર બધાં એ થરથર્યા;
ભડ પૃથ્વિરાજ ભુપાલના દુર્દૈવથી દિવસો ફર્યા

તૈયાર થઇ દિલ્હીપતિ જ્યાં પંથ પોતાને વળ્યો.
પૃથુસિંહનો ભાણેજ ત્યાં આલ્હન જતાં સામો મળ્યો;
તેને નયનથી ભાળતાં બહુ સ્નેહ પૃથુને ઊછળ્યો,
આલ્હન બહુ આનંદથી પૃથુસિંહને ચરણે લળ્યો.

આલ્હન તહાં બેઠો હતો વડપત્ર સઘળા પાથરી;
શિરના કપાવા કેશ ત્યાં પૃથુરાજની દ્રષ્ટિ ફરી.
પાસે જઇ તેની બહુ પૃથુએજ ચેષ્ટા છે કરી,
મારી ટકોરી શિર ઉપર રીસ વ્યાપી તેને આકરી.

આલ્હન અતિશય ક્રોધથી ગાજ્યો બહુ ગુસ્સે થયો,
"મામા! ન શીર પર હાથ દો અધિકાર શું તમને રહ્યો;"
"મુજ અન્નથી પોષાય છે તુજ કાય એ ભૂલી ગયો,
તેથીજ તુજ મસ્તક પરે અધિકાર મારો મેં કહ્યો."

એવા વચન ભૂપના સુણી દિલ શાંત તેનું થૈ ગયું,
પુર ક્રોધનું ઉરમાં વધ્યું તે દૂર સઘળું વહિ ગયું;
પણ વેણ પૃથ્વિ ભુપાળનું તેના હૃદયમાં રહિ ગયું,
તેણે વિચાર્યું હાય! આ અપમાન મારૂં થૈ રહ્યું!

આલ્હન કહે "મામા! ભલે મસ્તિક તમારૂં છે સહી,
પણ દેહપર અધિકાર નૃપ! ચોહાણ તારો છે નહિ;
આપીશ આ શિર આપને તમ અન્નનો બદલો કહી,
ક્ષાત્રત્વની કીર્તી મને કાયા થકી કરવી રહી.

વસમા વચન એવાં સુણી પૃથુસિંહ ત્યાંથી નીકળ્યા,
રવિરાજ પણ શરમાઇને તે પંથ પશ્ચિમને વળ્યા;
સેવક થએલા સિંહને નિરખી નયન નિરથી ગળ્યા,
ધરતી વિષેથી ધર્મના સિંહાસનો જાણે ટળ્યા.

ભારત ઉપર શયતાનનું સામ્રાજ્ય જો આવી રહ્યું,
યમદેવનું એહસાન! ભારતવર્ષ! કંપાવી રહ્યું;
દુષ્ટો તણા સહુ દંભનું ફેરમાન, જો! ફાવી રહ્યું,
પ્રારબ્ધ છે બળવાન બસ મૃત્યુ હવે આવી રહ્યું.

રાઠોડ નાથ કનોજના બેઠા સભા મોટી ભરી,
મંડપ વિશે ત્યાં ચંદની સ્વારી છટાથી સંચરી;
જેણે અચળ નિજ કાવ્યને તલવારથી કિર્તી વરી.
તેમેજ કાવ્ય-લતા ગણી પ્રિયનાથ વિશ્વે જો! વરી,

રાઠોડના દરબારની શોભા અલૌકિક ભાળતા;
વિસ્મય થયો કવિદેવ પણ મંડપ બધોજ નિહાળતા.
ચિત્રો અલૌકિક શોભતા સર્વત્ર દરશાવ્યા હતા,
દેખ્યાં છતાં તે દ્રષ્યને નવ શાંત આ નેત્રો થતા;

બહુ રમ્ય કાવ્ય કલાપથી કવિએ તહાં વૃષ્ટિ કરી.
ગીત ગાઇ નૃપ જયચંદના પ્રભુતા કહી તેની ખરી,
પણ અંતમાં પૃથુદેવની કિર્તિ અલૌકિક આદરી;
રાઠોડ તે સુણતા થયો ક્રોધાંધ વિરતા વીસરી.

તેણે કહ્યું; "કવિદેવ! શું પૃથુસિંહ છે નર કેસરી!
જેના હૃદયમાં કામની પ્રભુતા સદા એ છે ઠરી,
જે અંધ થઇ રતિરંગમાં નિજ શૌર્ય નાંખે પરહરી,
તેની સકલ સંસારમાં અપકિર્તિ આખર છે ખરી.

સામાન્ય શત્રુ આજ છે બળવાન ભારતવર્ષનો,
તેને સમય નવ આપવો નિજ ભાગ્યના ઉત્કર્ષનો,
આજે મને બહુ થાય છે દુર્ભાગ્ય કેરાં દર્શનો,
જોતાં નથી ઘોરી રહ્યો ઘુમી હિંદ પર કૈં વર્ષનો."

સઘળા પરસ્પર આપણે તજી સંપ યુદ્ધે લાગશું,
લશ્કર અને સૈન્યે પછી નિર્વિર્યે સઘળા થૈ જશું;
ના ધર્મ, શૌર્ય, સ્વકિર્તી તે આ હિંદમાં રહેશે કશું,
**યવનો તણા દાસત્વમાં દૃઢ આપણે સઘળા થશું.**

એ રૂષ્ટ કાંતીલ દેખવું પૃથુદેવ પોતે ચ્હાય છે !
આ હિંદના શત્રુ તણી દેખી દશા હરખાય છે !
અવળ મતિ ચૌહાણના ચિતમાં રહી નિરખાય છે !
રે ! રે ! કુસંપે હિંદનો મહાનાશ હાય ! જણાય છે !

આવી દશા છે આખરે પૃથુદેવ શરમાતો નથી,
હું છું વડિલ તોએ જુઓ ! તે લેશ અચકાતો નથી;
મારા થકી ન્હાનો છતાં નમવા મને ચ્હાતો નથી,
છે સત્ય આ મુજ શબ્દ તે બાલક તણી વાતો નથી."

"મહારાજ ! પૃથ્વી ભુપાલને બહુ હિંદપર પણ પ્યાર છે,
તેના હૃદયમાં દેશની ચિંતા સદા તૈયાર છે,
આ ભવ્ય ભારત પૃથ્વિના હૈયા તણો પણ હાર છે,
ને તેમ પૃથ્વી નરેન્દ્ર એ સંસારનો શણગાર છે.

યવનો તણા સહી ઘાવ ભારતવર્ષને સંભાળવો,
પશુરાજ ઘોરી નરેશને દઈ દંશ પાછો વાળવો;
મદ મ્લેચ્છના હૈયા તણો તલવાર તાણી ટાળવો,
સ્હેલો નથી ચૌહાણ વિણ ઘોરી કદી હારી જવો.

સચિત્ર **નવલશા-હીરજી.** સચિ

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય, રાંદેર રોડ-સુરત.



કીંમત આઠ આના.

પૃથુસિંહ ક્ષત્રિય વિર્યનો સાક્ષાત સાચો અંશ છે,
ચૌહાણુનો જેનાવડે વિખ્યાતિ પામ્યો વંશ છે;
જેના થકી નક્કી થયો દુષ્ટો તણો વિધ્વંશ છે,
તેના પર તમને અહા! શું વૈરનો બહુ દંશ છે.

પૃથુને હણી પૃથ્વિ તમે નક્કી કહુંજ ગુમાવશો,
અંધાર આ અવનિ વિષે અંતે ઉતારી લાવશો;
ના! ના! વધુ કહેવું ઘટે દિલ દ્વેશથી ન દુભાવશો,
ચાહાણુને માર્યા પછી જયચંદ! આપ ન ફાવશો.

યવનો તણાં ટોળાં જુઓ! તિડ તુલ્ય આ ઉભરાય છે!
અફગાન અરબસ્તાનમાં દુષ્કાળ હોય જણાય છે!
તે દેહ ભારતવર્ષની થઈને દયાહિન ખાય છે,
કહે ચંદ "શું જયચંદ! તે નવ આપને નિરખાય છે.

દિલ્હી થકી કરી વૈરજો બંધુ તણા શીર કાપશો,
તેથી ભલું તમ દેહને વિષ પાઈ મરણે વાળશો;
ગુસ્સો ન કરશો આપ કૈં દિલ દ્વેશ સઘળો ટાળશો,
ગૌતુલ્ય ભારત માતને થઈ પુત્ર આપ ન પાળશો?

હું દ્વેશથીજ વિનાશ ભારતવર્ષનો ભાળી રહ્યો!
સંતાન માતૃશરીરને શું સાંભળ્યું બાળી રહ્યો!
જો હિંદ આજ હવે બધું ગૌરવ અહા! ગાળી રહ્યો!
તે દ્વેશને તેથીજ નિજ પુત્રો વિષે પાળી રહ્યો!

બંધુ થકી લડતા પ્રથમ નિજ દેહને કાપો ભલા!
સંસારને નિજ સ્વાર્થથી સંતાપ ના આપો ભલા!
છલતા બધી ઉરની તમે નવ દેશપર છાપો ભલા!
ઉદ્વેગ આ હૈયા તણો ચિરીને હૃદય માપો ભલા!

ભડભડ ચિતા મુજ દેહમાં રે! રે! સદા બળતી રહી!
છે એજ ચિતા હિંદના હૈયા વિષે જળતી રહી!
આંખો જુઓ! એ કષ્ટથી દડદડ અહા! ગળતી રહી!
છે મોત ભારતવર્ષનું આગાહી એ મળતી રહી!

હઠ હોયના હદપારની સઘળા કુસંપો પરહરો!
હિંદુ તમે હિંદુત્વના હણનારની હત્યા કરો!
શયતાનની સાથે જરા નવ પ્રેમ વાતો આદરો!
છે તેજ ક્ષત્રિય બાલ જે મહાકાલ મ્લેચ્છોનો ખરો!

આ સ્વાર્થ મારો છે ગણી ના દેશને કાપો તમે!
ના! ના! પીધું પય તેજ આ જનની ઝહર આપો તમે!
ના વૈરને આ હિંદના મસ્તિક ઉપર સ્થાપો તમે!
બેહાલ હાલજ હિંદ છે તેને ન સંતાપો તમે!

ભાઈ! વિચારો અંતરે! તમ દ્વેષથી ગુદ્ધો થશે!
યવનો ચઢી આ હિંદની સુરભી શરીર બે ચૂંથશે!
તમ પુત્રી, વધુ, કુલ દેવીની મ્લેચ્છો થકી લજ્જા જશે,
તે બોલ રાજા! બોલ, તુજ આંખો ભલા! અવલોકશે?

ભાવી પ્રજા કહેશે "અહા! ધિક્કાર એ જયચંદને,
જેણે હણ્યો નિજ દેશથી ભડ ભવ્ય ભારત વૃંદને;
અવલોકશો અબળાતણા દિલ ફાડતા આ ક્રંદને,
ત્યારે જરૂર સ્મરશો તમે આ તુચ્છ સેવક ચંદને!

જાગો! હવે જાગો! સમય અંધારને અતિવાર છે,
જીવતી હજી ત્રણ લોકમાં ચૌહાણની તલવાર છે;
રાઠોડ પણ રણક્ષેત્રનો સરદારને શણગાર છે,
બંન્ને બને એકત્ર તો બસ પાર! બેડો પાર છે!

શકિત નથી ત્રણ લોકમાં તલવાર બે તોડી શકે!
વ્યકિત નથી મ્લેચ્છો વિષે જે સિંહ પર દોડી શકે!
ભકિત નથી જે પ્રાણને મૃત્યુ વિષે જોડી શકે!
ફોડી શકે કાયર જરૂર નીજકંઠ; જીવ છોડી શકે!

ડર છે પછી? પૃથુસિંહ જ્યાં રાઠોડની સાથે મળ્યો,
ઘર છે પછી આ દેશ ભારત દેવનું; ભય જો ટળ્યો;
સર છે પછી શયતાન પણ જ્યાં દ્વેશ દિલડાંનો ચળ્યો,
શર છે પછી તૈયાર જો ઘોરી ફરી રણમાં વળ્યો.

બાપુ! લગાડો વારના હૈયા ઉઘાડી બોલજો,
દિલદગ્ધ ના રાખો તમે ખુલ્લું હૃદય બસ ખોલજો;
મારા વચન વિશ્વાસ દઇ સત્યાંશ તેનો તોળજો,
ઇર્ષારૂપી રાક્ષસ રહ્યા ઉરમાં તમે તે રોળજો!"

"મોટા તણી મોટાઈ તે મિથ્યા કદી થાતી નથી?
પૃથુને પૃથા પૃથ્વીતણી શું લેશ નિરખાતી નથી?
મોટી ઘટા જો વૃક્ષની લળતી લતા સ્હાતી નથી?
નમવા પૃથુને તેમ મુજ વૃત્તિ કદી ચ્હાતી નથી.

આવો ભલે! આકાશથી અંગાર આ કાયા પરે,
લાવો ભલે! લોખંડની બેડી છતાં દિલના ડરે;
થાઓ ભલે! દુશ્મન પ્રભુ જયચંદ ના પરવા કરે,
ગાઓ ભલે! ચૌહાણના ગીત શુષ્ક શબ્દે આખરે.

ચૌહાણ નોકર ચંદના બની ત્યાં હતા મંડપ મહિં.
આવા વચન સુણી તેમને બસ! વૈર વ્યાપ્યું છે સહી;
પણ ગુપ્ત ત્યાં પોતે હતા મુખ શબ્દ કંઈ બોલ્યા નહિ,
ત્યાં દુષ્ટ દૈવ પ્રકોપથી કર્ણાટકી આવી રહી.

કર્ણાટકી મંડપ વિષે જ્યાં નૃત્ય કરવાને વળી,
પૃથુસિંહથી તેની અહા! ક્ષણવારમાં દ્રષ્ટિ મળી;
જાણે ઉષા આકાશથી બહુ રમ્ય ચાલે નીકળી,
કે ચંદ્રની પ્રતિમા અહી સાક્ષાત જગ વાટે ભળી.

કર્ણાટકી ચૌહાણને ત્યાગી ભલે આવી હતી,
તેણે છતાં ચૌહાણ પર પ્રિતિ ખુબ દરશાવી હતી;
કરતા પ્રથમ તે નૃત્ય શિર દિલ્હીપ્રતિજ નમાવતી,
હૃદયે સ્મરી પૃથુને પછી નિજ કૃત્યમાં તલ્લીન થતી,

કહી તુચ્છ પુરૂષો માત્ર તે શિર ઢાંકતી ન કદી અરે !
"છે માત્ર પૃથ્વી નરેન્દ્ર એ નર એક દિલ તેને સ્મરે !
તેને નિહાળી તે સદા શિર ઢાંકીને લજ્જા કરે,
તેણે પૃથુને ભાળતાં ઢાંકી દીધું શિર આખરે !

આ દ્રષ્યથી જયચંદને "પૃથુ છે અહી !" શંકા ગઇ !
"પકડો ભલા ! પૃથુને તમે !" નિજ સૈન્યને આજ્ઞા કહી;
પૂછયું પછીથી "કયાં અહીં કર્ણાટકી ! પૃથુ છે સહી ?
પૃથુવિણ તમે જો અન્યની લજ્જા જરા રાખો નહિ !"

વચનો સુણી આ વ્યંગના આશ્ચર્યમાં અબળા પડી,
બુધ્ધિ હતી સંસારમાં તેની અહા ! સૌથી વડી;
મૃદુ હાસ્ય મુખ ફરકાવતી સમજી ગઈ સલુણી ઘડી,
જયચંદને સમજાવતાં તેને ન મુશ્કેલી નડી.

તેણે કહ્યું, "મહારાજ અહીં પૃથુદેવના કવિરાજ છે,
તેથી કરી મેં તેમની શિર ઢાંકી થોડી લાજ છે;"
**છે ધન્ય પ્રેમા તને અહા! તું સૃષ્ટિનો શિરતાજ છે,**
**કર્ણાટકીના દેહમાં પૃથુદેવનું સામ્રાજ્ય છે.**

"પાછું હવે લઇ વસ્ત્ર આ શિર મેં ઉઘાડું છે કર્યું,"
ઉત્તર સુણી જયચંદનું આનંદથી હૈયું ભર્યું;
તેણે પછી નિજ નૃત્યને સંગિત મનોહર આદર્યું,
ભુપ ભવ્ય સર્વ સભા વિષે હાં ! તેમનું હૈયું હર્યું.

નિજ પુત્રીનો કરવા સ્વયંવર ભવ્ય મંડપ ત્યાં કર્યો,
ફુલગોર લઈ નૃપ પુત્રીને મંડપ બધામાં છે ફર્યો;
આગળ જતાં પૃથુસિંહના પુતલા તરફ તે પરવર્યો.
**પ્રતિમા તણો નૃપપુત્રીએ બસ! કંઠ વરમાલે ભર્યો!**

પુતલા તણાં જ્યાં કંઠમાં નૃપપુત્રીની માળા પડી,
પૃથુસિંહ સંયુક્તા લઈ ઝટ અશ્વ પર બેઠો ચઢી;
ત્યાગી કનોજ જતાં ન તેને લેશ મુશ્કેલી નડી,
રાઠોડથી ચૌહાણની સેના સકલ રહી છે લડી.

પાછળ લડાઇ થાય છે ચૌહાણ આગળ જાય છે
કંઇ લક્ષ લોક લડાઈમાં વિરશ્રેષ્ઠ તોય કપાય છે;
**હાથે જુઓ! આ હિંદ તે નિજ દેહને વિષ પાય છે,**
**શયતાન શાહબુદ્દીન સુણી સહુ રંગ આ હરખાય છે.**

ચોહાણ કેરો અશ્વ ત્યાં દિલ્હી તણે પંથે ભળ્યો.
જયચંદનો સરદાર પણ લઇ સૈન્ય ત્યાં પાછળ વળ્યો;
અંધાર જગનો ટાળવા આકાશમાં રવી નીકળ્યો,
આલ્હન તહાં પૃથુદેવને સમશેર લઈ સામો મળ્યો.

તેણે કહ્યું, "મામા! ઉભા રહેજો સ્મરણ છે આપને,
"મારૂંજ આ મસ્તક ભલા કદી આપવું પડશે તને;"
**"માથું તમારૂં લ્યો તમે રૂણમુક્ત આપ કરો મને,**
**કાપ્યું તરત તલવારથી પોતાતણું શિર આલ્હને!"**

આપ્યું પૃથુના હાથમાં "આ આપનું શિર હ્યો!" કહી,
"તેને તમે નિજ હસ્તથી ધરતી ઉપર નાંખો નહી;
શિરહિન શરીર મુજ તે છતાં બસ ત્યાં સુધી લડશે સહી,
રહેશે પ્રબલ તલવાર આ શિર સૃષ્ટિ પર પડશે નહિ!"

શિર પૃથ્વિરાજ ભુપાલ તે નિજ હાથમાં બેઠો ધરી,
પણ ત્યાં વળિ નૃપપુત્રીને લાગી તૃષા અતિ આકરી;
આપો "સ્વહસ્તે જલ તમે પૃથુ!" પ્રાર્થના તેણે કરી,
શિર પૃથ્વિ પર નાંખી અહા! જલ પ્યાલી પૃથુદેવે ભરી!

મસ્તિક ધરા શાચી થતાં રણમાં અનર્થ અતિ થયો,
આલ્હન વિના મસ્તક છતાં રણક્ષેત્રમાં લડતો રહ્યો;
તે તર્ત શૌર્ય વિહીન થઇ તજી પ્રાણ સ્વર્ગે છે ગયો!
ચોહાણ! મોહ તને અહા! જો સર્પ થઇ ડંશી રહ્યો!

રાઠોડના યત્નો છતાં પૃથુ દુર્ગ દિલ્હી વિષે ગયા,
નિજ પુત્રીના સૌભાગ્યની જયચંદને આવી દયા!
તેણે પછી નિજ ભાટને બોલાવીએ વચનો કહ્યા,
"પ્રિય કુંઠદેવ! હવે બધાં મુજ યત્ન તે નિષ્ફળ થયા.

દિલ્હી જઇ પૃથુને તમે મુજ પુત્રી અર્પો લગ્નથી,
સઘળી ક્રિયા કરજો ભલા! આજ્ઞા દઉં આનંદથી;
મારા હૃદયથી વૈરની જ્વાળા હજી જાતી નથી,
તેથી મને ત્યાં આવતા વૃત્તિ કદી! થાતી નથી.

દિલ્હી વિષે ચોહાણનો બહુ લગ્ન ઉત્સવ છે થયો,
ભુપ ભદ્ર અબળા ભાળતા દિન રાત પણ વિસરી ગયો;
ચોહાણ અંતઃપુરતણા રસમાંજ રસ બસ થૈ રહ્યો,
પૃથુરાજ સંયુક્તાતણા રૂપમાંહી મુગ્ધ બની ગયો.

ગૃહ કે તજી રતિ ભોગ તે દરબારમાં જાતો નથી,
સંભાળવા બહુ સ્નેહથી પૃથ્વિ, પ્રજા વ્હાતો નથી;
તેના હૃદયમાં કામનો અધિકાર બસ માતો નથી,
અબળા અને યૌવન વિના બીજી અન્ય કૈ વાતો નથી.

જે રાજ્યના અધિકારીઓ પૃથુસિંહને મળવા જતા,
"અવકાશ ના" કહી તેમને નૃપ નિત્ય પાછા વાળતા;
મળવા ન દે કૈં લોકને પૃથુસિંહથી સંયોગિતા,
રે ! હાય ! ભારતવર્ષ ! તુજ અબળા દિવસ આવ્યા હતા !

અફગાન નાનો દેશ છે આ હિંદના વાયવ્યમાં,
ત્યાં ઘોર નામે પ્રાન્તમાં સરદાર કૈં અસુરો સમા;
સુલતાન ગ્યાસુદ્દીન હતો બલવાન યવનો સર્વમાં,
વળિ તેજ નૃપ અફગાનનોના ધર્મની જેને તમા.

મહમદ કરી બધું હતો તેને અનાચારી અતિ,
બહુ સ્વારી તેણે હિંદપર નિજ સૈન્ય લઇ કીધી હતી;
તે સર્વમાં હારી જઇ અપકિર્તિ અતિ લીધી હતી,
જમ તુલ્ય જેને સર્વ ગીઝનીની પ્રજા અવલોકતી.

એ સર્ગમાં નામર્દ તે હિંદુ થકી હાર્યો હતો,
જ્યારે થતો તે કેદ કહી "હું રંક" માફી માગતો;
"આવું ફરિના હિંદપર એવા વચન સમજાવતો !
પણ બેશરમ સુલતાન તે બોલ્યું બધું વિસરી જતો !

નવવાર તે નીચ હિંદથી હારી સ્વદેશે છે વળ્યો,
ત્યાં મૂર્ખ નૃપ જયચંદનો સંદેશ તેને છે મળ્યો;
દિલ્હી ભલા ! જીતવાતણો અવસર રૂડો અહીં નીકળ્યો,
રાઠોડ દ્રોહી બની અહા ! મ્લેચ્છો મહી જઈને ભળ્યો.

તૈયાર ઘોરી થયો ફરી આ હિંદને અકળાવવા,
જાણે શિયાળો ના થયા અતિ યત્ન સિંહને તાવવા;
સૃષ્ટિ તણો સંતાપ લાગ્યો સર્વને સંતાપવા,
આવ્યો અરે ! અવસર જુઓ ! સહુ મ્લેચ્છમય પૃથ્વિ થવા.

આવી વિકટ વસમી દશા પૃથુસિંહ તે ભાળે નહિ !
દિલ કામની વ્યાપી અજબ પ્રભુતા કદી ટાળે નહિ !
વૃત્તિ વિષય વિષથી હજી વિશ્વેશ પર વાળે નહિ !
તે દેહની દૈવે દીધી ખલતા ખચિત ખાળે નહિ !

સરદાર ચાહુલીરાય ત્યાં પૃથુદેવને મળવા ગયો,
યત્નો કર્યાં અતિશે છતાં મેળાપ તેનો ના થયો;
તેને વળી પટરાણીએ ગૃહપાર અભિમાને કર્યો,
અન્યાય સંયુક્તા તણો દેખી ન ભુપ કૈં ઉચ્ચર્યો.

અપમાન પોતાનું થતાં સરદાર તે ઘેલો થયો,
તર્તજ તજી દિલ્હી જઈ યવનેશનો ચેલો થયો;
શાહને હવે સંગ્રામનો બહુ માર્ગ છે સ્હેલો થયો,
લઈ સૈન્ય બાહુલીરાય તે રણક્ષેત્રમાં પ્હેલો થયો.

આબુ તણા નૃપદેવની કન્યા શ્રી ઇચ્છન જે હતી,
તે પ્રેમ બહુ પૃથુસિંહ પર હૈયા થકી વરસાવતી;
ભિમદેવ ગુર્જરનાથની ઇચ્છન મહીં રહેતી મતિ,
તેથી પૃથુ ભીમ ઉભયમાં ખટરાગની વૃત્તિ હતી.

દિલ્હી તણા નૃપદેવને વળી પુત્રી રત્નજ બે હતા,
બે બ્હેનના જયચંદ, પૃથુ મસિઆઇ બંધુ તે થતા;
પૃથુને વધુ દિલ્હીપતિ શ્રીતુંવાર નૃપ ચ્હાતા હતા,
ક્રોધીત થયો જયચંદ બહુ દિલ્હી પૃથુને આપતા.

એ રીત અન્ય ભુપાલ સૌ દુશ્મન પરસ્પર છે થયા,
કોપ્યો પ્રભુ આ હિંદપર ના દેવને આવી દયા;
આ હિંદના હૈયા વિષે બિજ વૈરના પુષ્કળ રહ્યા,
એ પાપથી હિંદે અહા! પરદેશીના જુલ્મો સહ્યા.

લઈ સૈન્ય નૃપ મેવાડનો પૃથુસિંહને પક્ષે ચઢયો,
ધારી વળી લઈ સૈન્ય ભુપ ચૌહાણની પાછળ પડયો;
રાણો સમર મેવાડનો ત્રણ દિવસ અતિશય આથડયો,
મેળાપ પણ પૃથુરાજનો ના થાય! તે દેખી રડયો.

આ તેજ પૃથ્વી ભુપાળ જે રણુક્ષેત્રમાં જઇ ગાજતો,
જેની પ્રબળ સમશેરથી ઘોરી સદા હાર્યો હતો.
બસ મસ્ત થઈ રણુમાં સદા જે સિંહની સામે થતો,
તે આજ અબળા દેહને બસ ! આંખથી અવલોકતો !

આવી દશા દેખી સમર મેવાડનો સ્વામી દ્રવ્યો,
શુક કંઠમાં દઇ પત્ર પછી તેણે પૃથુ પર પાઠવ્યો;
ત્યાંથી ઉડી શુક પક્ષી તે ચૌહાણ રણુ વાસે ગયો,
પૃથુરાજ સંયુકતા થકી જલમાં ક્રિડા ખેલી રહ્યો !

પોપટ તહાં બેઠો જઇ એ દ્રષ્ય કાંતીલ દેખતાં,
ચિઠ્ઠી જઇ નાંખી પછી પૃથુ કામથી નિવૃત્ત થતાં;
મેવાડના સ્વામી તણાં તેમાંજ હસ્તાક્ષર હતા,
પૃથુદેવ ગાજ્યો ક્રોધથી બસ શબ્દ તે અવલોકતા.

ધમધમ ધસ્યું ઉર લોહી ત્યાં શીરમાં ખુમારી છે વહી,
આવ્યો ધસી ઘોરી છતાં મુજને ખબર શું ના થઈ;
તે હસ્ત બે જોડી પછી આવ્યા સમર શરણે સહી,
સમરે દીધો ઠપકો છતાં પૃથુ શબ્દ પણ બોલ્યા નહી !

ડંકા નિશાનો યુધ્ધના આજે ફરી વાગી રહ્યા,
નામર્દ કાયર નીચ તે ભય પામતા ભાગી રહ્યા;
રણુ રંગના રસીયા અહા ! માયા બધી ત્યાગી રહ્યા,
સંગ્રામને શરણે જઈ મૃત્યુ હવે માગી રહ્યા.

બીજે દિવસ સંયોગિતા બહુ શોક પામી છે ઘણી,
રે ! હાય ! મારા પાપથી દુખીની દશા થઇ આપણી;
છું હુંજ અબળા જગ્તમાં નક્કી ઠરી મહા પાપણી,
રે ! મેંજ મોહ વધારીને કરી દુર્દશા ભારત તણી.

તેણે કહ્યું, "પ્રાણેશ ! પૃથુ ! વ્હાલા ! ભલે રણ સંચરો,
રમતા હતા મુજ સાથ ત્યમ રણક્ષેત્રમાં રમતો કરો;
ના મોહ મુજમાં રાખતા પગના કદી પાછો ભરો,
ચૌહાણ વીર ચુડામણી ! ના ટેક એ કદી પરહરો.

**વ્હાલા ન ચિંતા રાખશો રણમાં કદી પડશો તમે !**
**આવી મળીશ હું સ્વર્ગમાં પ્રાણેશ ! ત્યાં જડશો તમે !**
વરવા સરસ સુરપત્નિની કન્યા ખચિત લડશો તમે !
સ્મરતા સ્વરૂપ મારૂં પ્રિતમ ! ના શોકમાં રડશો તમે !

પણ દેખતા દેવાંગના ભુપ મુગ્ધ પાછો થઇ ગયો,
આંખો ભરી અંતે અહા ! અલબેલી અવલોકી રહ્યો;
જાણ્યું ન કે દીન ક્યાં ઉગી સાંઝે દીવાકર ક્યાં વહ્યો,
ત્યાં ચંદ સૈન્ય પ્રચંડ લઇ નિજ પંડને હાજર થયો.

અવલોકતાં એ દ્રષ્ય તે ક્રોધે ફરી કોપ્યો અતિ !
"જો ! થાય, રાજા ! થાય ! તારી હાય ! દુઃખે દુર્ગતિ !
મોહાંધ પાછો કાં થયો પલટી અહા ! તારી મતિ !
રે ! રે ! ગુમાવી તે બધી ચૌહાણની કિર્તિ હતી !

હજી હાડ ચર્મ રૂધીરની કાયા અરે ! છોડે નહિ,
ઘોરી ધસ્યો તુજ પર છતાં ગોરી હજી જોડે રહી;
ચૌહાણનું રજ વિર્ય શું આ દેહમાં દોડે નહિ,
દે મોહને મારી હવે પૃથુસિંહ પણ તોડે નહિ.

છે સિંહનો સંતાન તું ! બસ ! જાગ એટલી વાર છે,
ઉઠ, થા ! ઉભો ! રણક્ષેત્રમાં હાજર બધા હથિયાર છે;
ક્ષત્રિય તણો તું પુત્ર છે તુજ કાજ રણ તૈયાર છે,
તુજ હસ્તમાં ચલકાવજો મદ મર્દિની તલવાર છે."

પૃથુદેવ રણ પંથે વળ્યો મહાયુધ્ધ જો ચાલી રહ્યું,
ધડ ધડ કપાતા મસ્તિકો પુર હાય ! શોણિતનું વહ્યું;
ચિત્કાર ત્યાં જો થાય છે ! ધાર્યું પ્રભુનું તે થયું,
ભડ ભવ્ય ભારતવર્ષ ! તે હદપારનું સંકટ સહ્યું.

ધમધમ ધરા ધ્રુજતી હતી પૃથુસિંહના સૈનિક વડે,
આજે જુઓ ! નર કેસરી યવનો ઉપર રણમાં ચઢે;
નિરખી શ્રી ભદ્રભુપાલને મ્લેચ્છો મરણ પામી પડે,
અફગાનની અબળા જુઓ ! વૈધવ્યના ભયથી રડે.

જાણે પ્રભુ પોતે લઈ લશ્કર સકળ યુધ્ધે ગયા,
દુશ્મન તણાં દિલ તોડવા તેમાં ન કૈં રાખો દયા;
રણ એજ ભારતવર્ષનું કાશી પ્રયાગ અને ગયા,
કૃષ્ણે ગીતાના ગાનમાં પણ એજ વચનો છે કહ્યા.

લ્યો દુષ્ટ દિલને ફોડતી સમશેર આજે હાથમાં!
રાખો અગડ શ્રદ્ધા તમે ઘનશ્યામમાં–જગનાથમાં!
ભય હોયના ભડને કદી શયતાનના સંગાથમાં!
આવી શકે અવનિ કદિ વ્યંઢળતણી શું બાથમાં!

એ શબ્દના હોંકારથી મહા યુધ્ધ ત્યાં ચાલી રહ્યું,
ધડધડ કપાતા મસ્તિકો પુર ખૂબ શોણિતનું વહ્યું;
ચિત્કાર ભારે થાય છે ધાર્યું શ્રી હરિનું તે થયું,
દેખી પૃથુને યુદ્ધમાં ઘોરીતણું દિલ થરથર્યું.

કંઈ મસ્તિકો ધડથી જુદા થઇ રકત બહુ વહી જાય છે;
મારો! હઠાવો! દુષ્ટ આ નામર્દ જન નિરખાય છે,
"હરહર શ્રીવિરમહાદેવ!" એ રણશબ્દ જો સંભળાય છે.
યવનો સુણી એ શબ્દને દિલગીર હૃદયમાં થાય છે.

"અલ્લા–હુ–અકબર" એમ કહી પ્રભુ આશ્રયે યુધ્ધે ચઢયા,
તેના જુઓ! શા હાલ થઇ નિર્વિર્ય તે રણમાં પડયા;
કરવા અધર્મ અહા! અતિ તોફાન કાજે આથડયા,
પણ નાશ તેનો થૈ ગયો કંઇ દુષ્ટ ગ્રહ આજે નડયા!

ઘોરીતણી આ અવદશા જ્યારે સમર કાને ગઇ.
તેના હૃદયમાં તે સમે અતિશે દયા પ્રકટી સહી!
તેણે કહ્યું, "ઘોરી! તમે રણમાં વિજય પામો નહિ!
તો વ્યર્થ કાં હઠથી અહા! આ સૈન્ય સંહારો અહિં!"

ઘોરી કહે, "મુજ ભાઈનો હું રંક નોકર છું ખરો!
તેને પુછાવી યુધ્ધથી પાછો વળું કરૂણા કરો!
શકિત ન લડવા છે રહી મેં માર ખાધો આકરો,
ના! ના! તમે આજે હવે લઈ સૈન્ય રણમાં સંચરો."

આ શબ્દ મહમદઘોરીના છે સર્વથા સાચા ગણી,
નિશ્ચીંત તુર્ત બની ગઈ રજપૂત સેના આપણી;
કિંમત ન કરવી કાંઈપણ યવનો તણાં શબ્દો તણી,
ના ના, દયા દર્શાવતા દુશ્મન જરૂર દેવા હણી.

પૃથુદેવનું જ્યાં સૈન્ય થઈ નિશ્ચિંત ત્યાં બેસી રહ્યું,
ત્યાં શાહને જીન્નત મહી જલ્દી જવાનું મન થયું;
તેણે પછી નિજ સૈન્યને સમશેર લેવાનું કહ્યું,
ધર્માંધ તેની દેહમાં બસ દંભનું શોણિત વહ્યું.

દૈને દગો તેણે કીધો ભારી ધસારો આખરે,
વિશ્વાસમાં રહી ત્યાં બધી રજપૂત સેના શું કરે,
તોએ હતા તે સિંહના સંતાન સસલાથી ડરે?
ચાલ્યો ફરી સંગ્રામ ત્યાં શું દેહ ધારી શંકરે!

રહી દૂરથી ભાળી રહ્યા ચામુંડ આ સંગ્રામને,
ઉરમાં સદા સ્મરતો હવે માળાગૃહી ઘનશ્યામને;
આંખો થકી અવલોકતો તે યુદ્ધના અંજામને.
કલ્પ્યું હતું તેણે જરૂર આ યુદ્ધના પરિણામને.

ભડવીર તેને ભાળતા શાણો સમરસિંહ ત્યાં ગયો,
"ચામુંડ ! હઠ રાખો નહિ આ મોતનો અવસર રહ્યો;
લડવું પરસ્પર હાય ! એ મુર્ખાઇને કાં વશ થયો,
જો ! આર્તનાદ પ્રચંડ તારા હિંદ કેરો થૈ રહ્યો.

ત્યારે ઉભો રહી દૂર એ ચિત્કાર તું અવલોકશે,
પૃથુનું પડે શોણિત ભલા તેથી અહિં રાજી થશે !
એથી ધરા પર ધર્મનું સામ્રાજ્ય અંતે આવશે ?
ના ! ભાઈ ! ના ! એવું કરો તમ દેશની પ્રભુતા જશે!

ચાલો ! ચઢો રણ જંગમાં નાના પ્રતિજ્ઞા સાંભળો !
સામાન્ય શત્રુ હિંદનો તેને ન આપો આ પળો.
સંગ્રામમાં સમશેર લઇ શાણા ! હવે સત્વર વળો !
હરને સ્મરી ફરી અંતરે તીરતાણી પાછા નીકળો !"

"ત્રણ લોક આ પલટે છતાં મુજ ટેક તે તૂટે નહિ !
આકાશથી રવિરાજની પ્રતિભા કદી છુટે નહિ !
સિંધુ થકી જલની કદી ધારા ભલા ! ખુટે નહિ !
મારૂં વચન ઢૃધનો કદી ઉભરો બની ફૂટે નહિ !

લોખંડ ના લેવું છતાં દો કાષ્ટનો ટુકડો મને !
આપો ! મને આપો ! ભલા ! આ કાષ્ટ તીર ધનુષ્યને,
તેથીજ હું શિક્ષા કરૂં ચંડાળ શાહબુદ્દીન ! તને !"
એ સિંહના શબ્દે થયો સંતાપ યવનો સર્વને !

ડિટેકટીવ વાર્તા.

# ચોકટનો એક્કો

(સચિત્ર)

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય ટાવર રોડ- સુરત.



કીંમત આઠ આના.

ચામુંડ એ વચનો વદી લઈ કાષ્ટ થોથું હાથમાં,
રણમાં ધસ્યો તે કેસરી ત્રણ લોક લેવા બાથમાં.
જઈને ઉભો બસ ગર્જતો ચૌહાણની સંગાથમાં,
ચામુંડને દેખી અહા ! જુસ્સો વધ્યો નરનાથમાં;
"પૃથુદેવ ! ના ડરશો કદી રણ એજ તારૂં તાજ છે.
સમશેર, ભાલા, ઢાલને આ ખડ્ગ તુજ સામ્રાજ્ય છે,
જીવતા મળે પૃથ્વિ મરણથી સ્વર્ગ સુખ તારાજ છે !
લલના હવે સંગ્રામની છે એજ જયની લાજ છે !

× × × ×

આ તેજ પાણીપત અહીં કૌરવ અને પાંડવ લડયા !
આ તેજ પાણીપતઅહીં ભડભીષ્મ જેવા આથડયા!
આ તેજ પાણીપત અહીં નૃપ કર્ણ દૂર્યોધન પડયા,
આ તેજ પાણીપત અહીં જ્યાં પાર્થ પણ યુદ્ધે ચઢયા.

કૃષ્ણે કહ્યો ઉપદેશ હણ જો શત્રુને પાણીપતે !
ગરવા ગીતાના શબ્દ તે ગાજી રહ્યા પાણીપતે !
ગ્રીસ રોમ અર્બ યુરોપ સહુ આંજી દીધા પાણીપતે !
બહુવાર આ ધોરી જુઓ ! લાજી ગયો પાણીપતે !

અહીં ! આજ રણમાં કર્ણનું લશ્કર છવાએલું હતું,
અહીં બાલવિર અભિમન્યુનું મસ્તિક ઘવાએલું હતું;
"બેટા ! ચઢો રણ યુદ્ધ" ગીત અહિં તે ગવાએલું હતું,
પણ આજઆમ દુર્ભાગ્યનું પ્રકરણ અહીં પ્હેલું હતું !

મહાયુધ્ધ મહાભારત તણું જોનાર તે રણુ આજ છે !
આંસુ અમારા હિંદના ધોનાર તે રણુ આજ છે !
ભારતતણાં અશ્રુવળી વ્હેનાર તે રણુ આજ છે !
ભડ સર્વ ભારતવર્ષના ખોનાર તે રણુ આજ છે !

કુરક્ષેત્ર આ ! કૌરવ ઉભા અહીં સૈન્ય લઇ સંગાથમાં,
અહીં કૃષ્ણચંદ્ર પ્રભુ ઉભા અનુરકત થઇને પાર્થમાં.
તેણે હતો ગુસ્સો ભર્યો 'યુધ્ધે ચઢો' નરનાથમાં,
આવી શકે અવની બધી યત્નો કરેથી બાથમાં !

× × × ×

ગાજી રહ્યો હજી તો જુઓ !જયકાર નૃપ ચૌહાણુનો,
આવી રહ્યો આજે ખચિત અવસર જગત નિર્વાણુનો;

× × × ×

મુજ હિંદપર નકકી થયો પરમેશ પણુ પાષાણુનો,
છે નાશ ! ભારત ! નાશ ! તુજ સૌભાગ્યનો–તુજ ભાણુનો !
મારી ભુમિઓ દેવની ! તુજ મોત માતા ! થાય છે !
રે ! હાય ! આ કંપે કલમ ! દિલ–દગ્ધ થાય-ચિરાય છે !

જો જાય ! ભારત જાય ! તુજ સ્વાતંત્ર્ય આજે જાય છે !
કૈં થાય ! દિલમાં થાય ! બસ ! આઘાત ! પ્રાણુ ચિરાય છે !
સૌભાગ્યથી ભારત ! તને પાછું ફરી શું ભાળશું ?
પાછી ફરી દ્રષ્ટિ અમે જનની પરે શું વાળશું ?

ક્યારે ફરી માતા અમે સંકટ તમારા ટાળશું ?
ક્યારે અમારૂં, તે અમે પાછા ફરી સંભાળશું ?
ના શોક ! કર ! દિલવ્યર્થ ના ! ના ! નાંખ આસુ આંખથી,
એ દૈવનો છે ખેલ ત્યાં ધાર્યું કદી થાતું નથી,

ભારત ! ભલે સૌભાગ્યહિણુ થઇ જા ! અમારા પાપથી !
'કહિશું અમે પણ એક દિન ઝુઝયા હતા, સંતાપથી !
આજે ભલે તુજ કીર્તિને ધુળમાં અમે નાંખી હશે !
થઇ ક્રુર જે ક્ષેત્રે તને અંધારમાં રાખી હશે !

છે તેજ તુજ પ્યારી ભુમિ પાછી તને ઉધ્ધારશે !
અવતાર કૃષ્ણ નરેન્દ્ર લઇ માતા ! તમોને તારશે !

* * * *

ત્યાં તો ધસી ઘોરી જુઓ ! સામે થકી આવી રહ્યો !
સરદાર ચાહુલીરાય પણ નિજ દ્વેશ દર્શાવી રહ્યો !
પૃથુદેવને કુલદ્રોહી તે નિજ શકિતથી તાવી રહ્યો !
ઘર ફૂટતાં ઘરનો જુઓ ! વૈરી અહા ! ફાવી રહ્યો !

તેને નિહાળી યુદ્ધમાં ચામુંડ ગરજ્યો રોષથી !
ઓ દુષ્ટ ચાહુલીરાય ! શું હજી લેશ શરમાતો નથી !
તુજ શાહને જો ! જો ! હણું મુજ તુચ્છ તે આ કાષ્ટથી !
લઇ ખડ્ગને લડવું હવે આ દેહની ઇચ્છા નથી !

એવું કહી ઘોરી ઉપર જ્યાં છોડવા તીર તે ગયો !
"સુલતાનનો વધ હું કરૂં" ચૌહાણ એવું ઊચ્ચર્યો !
"તું માર ! ચાહુલીરાયને જે દેશનો દ્રોહી થયો !
ચામુંડ ! વાર લગાડ ના !" એ હુકમ ચૌહાણે કહ્યો !

"હિંદુજ ચાહુલીરાયને ચૌહાણ ! હું મારી શકું,
નક્કી વળી આ શાહને થોથે હું સંહારી શકું;
શકિત હજી તલવારથી ત્રણ લોકને તારી શકું,
હું સિંહને ધસતો હજી આ કાષ્ટથી વારી શકું.

તું બોલ ! રાજા બોલ ! હણવા આપ આજ્ઞા શાહને!
પણ કોણ વ્યર્થ કરી શકે દૈવે રચેલા રાહને !
ચાહુલ હજી છે બાલ, દે બસ ! શાહને હણવા મને,
જો જે ! પછી ચૌહાણ ! દે તો દોષના તું દૈવને.

હિંદુજ ચાહુલીરાયને હણવા ન હઠને આદરો,
સિંધુ હૃદયમાં સ્નેહનો રાખો ! હજી રાખો ખરો !
બિંદુ રૂધિરનું એક પણ છે ત્યાં સુધી પણ એ કરો !
ઈંદુ જુઓ ! આકાશનો તેને જરુર અનુસરો".

"ના ! ના ! હવે શબ્દો કશા ચામુંડ ! હું ચ્હાતો નથી!
કર નાશ ચાહુલીરાયનો પય સર્પને પાતો નથી,"
તિર ત્યાં છુટયો પડયું વજ્ર શું જાણે તુટી આકાશથી;
ચાહુલ ગયો સ્વર્ગ મરી ચામુંડ ! તારા હાથથી !

બીજે પળે ત્યાં શાહનો તીર એક આવ્યો છે વળી!
ચામુંડ ચાલ્યો સૃષ્ટિ આ તજી દેવને પંથે પળી!
ત્યાં ચંદ મંદિરમાં થયો છે કેદ એ ખબરો મળી!
બે દ્વાર બંધ થયા અહા! નહિ તે શકયો ફરી નીકળી!

તાકયું પછી તીર શાહપર પૃથુએ મરણની લ્હાણથી!
તીર વ્યર્થ તે ત્યાં થૈ ગયો દોરી તુટી ગઇ બાણથી!
બીજો ચઢાવ્યો તીર પણ અમ દેવમાં પ્રભુતા નથી!
ભાગ્યું ધનુષ્યજ હાય! તે તુટે ન જે પાષાણથી!

અવલોકતાં આ દ્રષ્યને પૃથુસિંહ પણ કંપી ગયો,
તેણે કહ્યું, "મારો પ્રભુ! મહાકાળ અહીં આવી રહ્યો;
ચૌહાણના હાથે ચઢયો તિર તુચ્છ તે આજે થયો,
મુજ ભાગ્ય કેરો ભાણુ તે અસ્તાચળે આજે ગયો.

યુધ્ધો હઝારો મેં કર્યાં હાથે હણ્યાં કંઈ મ્હારથી,
ઉપભોગ ઝાઝા ભોગવ્યા બાકી કશું રાખ્યું નથી;
જો! જો! હવે મૃત્યુ વિના મુજ દેહને શાંતી નથી,
આવું તમારા ચર્ણમાં પ્રિય પાર્થના મહા સારથી.

મારા વિલાસે હાય! વાવ્યો નાશ ભારતવર્ષનો,
રે! રે! હણ્યો મેં હાથથી આદર્ષ તુજ ઉત્કર્ષનો;
આંખો ચિરાયે! થાય છે તુજ દુર્દશાના દર્શનો,
પણ હાય! છે ન ઉપાય આવ્યો કાળ તારા હર્ષનો.

ચિંતા નથી મૃત્યુ તણી મા ! એજ ચિંતા થાય છે !
ક્ષાત્રત્વ પામ્યું નાશ આ સહુ આર્યતા પલટાય છે !
તારૂં શિયલ શયતાનના શરણે થયું નિરખાય છે !
દિલ દર્દથીજ ચિરાય ! માતા ! શોક તેનો થાય છે !

પણ શોકના દિલ રાખ–તું રણ છે પથારી પાથરી,
ક્ષાત્ર તણો છે ધર્મએ ડરવું ન મ્હારે શ્રી હરી !"
એવું કહી પાણીપતે ખેલી રહ્યો નર કેસરી !
તલવાર ભાલા તીરથી યવનો તણી હિંમત હરી,

રાણો સમરસિંહને કુંવર કલ્યાણ, બાળક ચંદનો !
ચામુંડ, યાહુલ રેણું એ શીરતાજ ભારત વૃંદનો !
તે કાળ સઘળાનો થયો કરતા સ્વ ભુમિને વંદનો,
પણ કાળ ના આવ્યો કહિ કવિચંદ ! તારા છંદનો !

પૃથુસિંહ શાહના હસ્તમાં રે ! કેદ આખર છે થયો,
તારો સિતારો હિંદ ! તારા પાપથી ગુલ થૈ ગયો;
અંધાર તારા ભાગ્યમાં એ ભદ્ર ભારત ! છે રહ્યો !
મહાકાળ તારા બાળનો વિકાળ વાયુ છે વહ્યો !

પૃથુદેવની રાણી બધી પ્રજળાવીને અગ્નિ બળી !
આજે અમારા હિંદપર અંગારની વર્ષા ગળી !
ભારત દબાયો દુઃખમાં ·દુર્દૈવની આશા ફળી !
અમૃત મહીં બસ ઝેરની વૃષ્ટિ ગળી ! વૃષ્ટિ ગળી !

ચોંસઠ વીરો, સૈનિક, નગર નરનારી, સ્વર્ગે છે ગયા,
બાળ્યું, લુટયું દિલ્હી બધું શાહે અનર્થો આદર્યા;
પણ રોમ ગ્રીષ્મ મિસર અને કાર્ટેજના મૃત્યુ થયા!
"ત્યારે જુઓ કૈં વર્ષના હિંદુ અમે કાયમ રહ્યા!"

પણ જો હવે હિંદુત્વની જ્વાળા ન પાછી જાગશે,
તો હિંદ આ હિંદુત્વને કૈં વર્ષ કેડે ત્યાગશે!
હૈયા સુનો હિંદુ હજી નિદ્રા તજી જાગ્રત થશે!
કે કલ્પના સમ્રાટ મહા આત્મા તણી પાછળ જશે?

પૃથુ એજ માતા મંદિરે કવિચંદ તેને પાઠવ્યો,
બંન્ને ભિડાઈ દ્વાર ત્યાં બસ! માર્ગ બંધ બની ગયો;
બેસી તહાં ચંદ પછી 'પૃથુરાજ રાસો' છે કર્યો,
પશ્ચાત ઉઘડયાં દ્વાર ત્યાં કવિચંદ રણમાં સંચર્યો.

પણ હાય! શું અવલોકશો ત્યાં રકતની સરિતા રહી!
આ ભવ્ય આર્યાવર્તની પ્રભુતા બધી પલટી ગઈ!
કવિચંદની ઇચ્છા અતિ પૃથુસિંહને મળવા થઇ!
ગિઝની ગયો કવિચંદ હુ "પૃથ્વી તજી ચાલ્યો!" કહી!
પૃથુસિંહ કેદ પડયો હતો ગિઝની તણા કારાગ્રહે,
દૈઆવ દુર્ગ દિવાલનો દેવાંશીનું દિલડું દહે;
પણ એજ દુ:ખોને હવે પૃથુસિંહ પણ પોતે ચહે!
દે! મોત ઈશ્વર! માત દે! ચૌહાણ આનંદે કહે!

પણ શાહ ને શયતાનનો સન્મિત્ર સાચો જાણુવો !
અંધારને અમૃત કહી પાઠક ! કદિ ન પીછાણુવો;
અગ્નિ શીતલ જો થાય તો વિશ્વાસ યવને આણુવો,
પ્યારો સહોદર સર્પનો સુલતાનનેય પ્રમાણુવો.

શાહે અહા ! ફોડાવી છે પૃથુસિંહની એ આંખને,
ત્યાં ચંદ પોતે જઇ મળ્યો બહુ પ્રેમથી ચૌહાણુને;
સોમણુ તણી બેડી હતી પગમાં પડીપૃથુરાજને,
તોએ ઉભો થૈ જઈ મળ્યા તે ચંદ કવિ સમ્રાટને.

× × × ×

આ તેજ પૃથ્વિ ભુપાલ નૃપ જેનું વિષમ લલ્લાટ છે !
જેની સુકિર્તી ગાય કંઇ કવિ શ્રેષ્ઠ ચારણુ ભાટ છે !
જેને સદા હિંદુત્વના ઉત્કર્ષના ઉચ્ચાટ છે !
હાર્યા છતાં તે હિંદના હૈયાતણો સમ્રાટ છે !

× × × ×

“ઓ આવ ! વ્હાલા ! ચંદ ! સહુ સંતાપ મારો ટાળવા !
આવો તમારા મિત્રને કવિરાજ ! બહુ સંભાળવા;
યત્નો તમે લાખો કીધાં મુજ દેહને પણુ પાળવા,
પણુ ભાગ્ય જ્યાં કોપ્યો તહાં યત્નો ઘટે મિથ્યા થવા !

તે હિંદ આ મારો જુઓ ! મુજ હાથથી જો જાય છે !
ઓ ચંદ ! જો હૈયું ચિરી ત્યાં ભવ્ય ભડકા થાય છે !
જો ભારતી રડતી બની મુજ પાપથી પસ્તાય છે !
મારી ભુમિ મ્લેચ્છો તણાં ચરણે જુઓ ! અથડાય છે !

હું અંધ થઈ મતિમંદ મેં ભારી વિલાસો આદર્યા,
ઉત્કર્ષ કરવા હિંદનો રે ! રે ! પ્રયત્નો ના કર્યા;
ત્રણલોક મુજ તલવારથી થઈ તુચ્છ સઘળા થરથર્યા,
પણ મેં નહિ ઉત્કર્ષ કરવા હિંદના યત્નો કર્યા."

"પૃથુસિંહ ! દૈવગતિ કદી પ્રભુ ! નષ્ટ તે થાતી નથી !
ભુમિ કોઇની સાથે જુઓ ! ગઈ ના અને જાતી નથી !
પૃથ્વી જતી પરલોકમાં પૃથુસિંહ નિરખાતી નથી !
દુખ વેઠવા ક્ષત્રિય વિના કદી અન્યની છાતી નથી !

ભુખ દર્દ દુખના વેઠવા ક્ષત્રિ થયા સંસારમાં,
આવ્યા પ્રભુ અવની ઉપર થઈ આર્યના અવતારમાં;
રાખો હવે દીલ આપનું દૈવેશ જગદાધારમાં,
કાયા સમર્પણ આ કરો આનંદથી કિરતારમાં !"

"નાના ! મને કુવિચંદ ! કંઈ ચિંતા નથી મરવા તણી,
રમતા રણે મરવું ખરૂં એ છે પ્રતિજ્ઞા આપણી;
પણ હિંદ મુજ પરહસ્તમાં જો જાય ! એ ચિંતા ઘણી,
મારી પ્રજા ! મારી ભુમિ ! જો થાય દુર્ગતિ તે તણી;

દિલ્હી સદા મેં પ્રેમથી પાળ્યું અને પોષ્યું હતું,
દિલ્હી તણું દુખ મેં અહા ! મુજ દેહ ગણિ શોષ્યું હતું.
દિલ્હી સદા મેં આત્મના બલિ આપી સંતોષ્યું હતુ,
દિલ્હી તને મેં દેહનું દઇ રકતપણ પોષ્યું હતું;

માતા ! તમારો પુત્ર અંતે જાય આજે આથમી,
પણ શોકના ડર દૈત્યના દિલ ખૂબ મેં નાંખ્યા દમી.
અવતાર દે અત્રે ફરી કહું એજ તુજ ચર્ણો ચુમિ !
મરતા હજી કહું હિંદ આ મારી પ્રજા ! મારી ભુમિ !"

"આ દેહ પણ મરતી વખત આત્માતણી થાતી નથી !
જો ! જો ! પ્રભુ ચૌહાણ ! તે જીવ સાથ કંઈ જાતિ નથી !
કાયા કદી આત્મા તણી પાછળ પછી ધાતી નથી,
છે દેશ મિલ્કત દેહની, આત્માની કહેવાતી નથી;

તુજ દેહ ભારતવર્ષની તે હિંદને અર્પણ કરી,
સર્વસ્વ તું થાકયો હવે રણમાં સમર્પણ આદરી.
સ્મરશે તને હિંદુ બધા તારૂં સદા તર્પણ કરી !
તુજ નામ કાયમ રાખશે સંસારમાં સ્વાર્પણ કરી !"

જ્યાં ભાગ્ય વૈરી થાય ત્યાં કાયા ન સંતાપે દહો !
પણ તોય સ્મરી નિજ પૂર્વજો આનંદથી મરવા ચહો !
ના શોક કર ભારત હવે હર્ષે બધા સંકટ સહો !
"જય પૃથ્વિરાજ ભુપાળનો !" પણ એકવાર ફરી કહો !"

પૃથુ ચંદનો ભેટો સુણી ઘોરી બહુ કોપ્યો ફરી !
પૃથુને અધિક બેડી જડો શાહે વળી આજ્ઞા કરી !
ચંદે બનાવી છંદ ત્યાં શાહની સુકિર્તિ આદરી !
કરી પ્રાપ્ત પ્રિતિ ઘોરીતણી પૃથુના દુખો નાંખ્યા હરિ !

પૃથુ શબ્દ વેધ કરી શકે ચંદે ખબર કહી શાહને !
આશ્ચર્ય તે પામ્યો અતિ સુણી શબ્દ વેધી ભુપાલને !
તોડી શકે ચૌહાણુ શું દશ દ્વારના દિગપાલને !
જપ્યો ન રાક્ષસ હાય ! તે નિરખી પૃથુ બેહાલને !

કરી સમ લોહતવા ઉપર ચઢી શાહ બેઠો છે સહી !
તહીં ગુપ્ત ચંદે છંદમાં ચૌહાણને સુચના કહી !
ચૌહાણના તીરની તહાં ઘોરી પરે સ્વારી ગઇ !
ચાલ્યો ગયો ચંડાળ તે તજી પ્રાણને દોઝખ મહીં !

લઇ હસ્તમાં હથિયાર શાહના સૈનિકો આગળ ધસ્યા !
મારી પરસ્પર ખડ્ગ ત્યાં પૃથુ ચંદ સ્વર્ગે જઇ વસ્યા !
દેખાવ એ અવલોકતા યવનો બધા આઘે ખસ્યા,
ચૌહાણની કિર્તિ અહા ! પ્રભુ જોઇ આકાશે હસ્યા !

ચૌહાણુ પૃથુના વંશના છેલ્લાજ વંશજ શોભતા !
રાજાશ્રી બહાદુર હુકમ તેજ પ્રતાપસિંહ નામે હતા !
તે યુક્ત પ્રાન્તમહિં ઇટાવા ગામમાં વસતા હતા,
નિજ પાંચ વર્ષથી પ્રાંન્તની ધારા સભા શોભાવતા !

દુર્દૈવી દિન સત્તરમી મે ઓગણીસસો પચ્ચીસ વિષે.
ચોહાણના એ વંશને તેડી લીધો નિર્દય ઇશે!
નિર્વંશ પૃથુ ચોહાણનો આજે કીધો પ્રભુએ દિશે,
વારસ ન પાછળ સ્વર્ગ પામ્યા વર્ષ વય બત્રિસ વિષે!

શુભ સ્થલ પ્રતાપનગર તણાં તે લેફ્ટનંટ પદે હતા,
વળી હિંદુધર્મ સભા તણી પ્રવૃત્તિ સઘળી પાળતા;
નાની વયે પણ હિંદની આશા સ્વરૂપ પોતે હતા,
તે પણ ગમ્યું ના દૈવને અમ દુર્દશા થઇ છે છતાં!

કીધો કુસંપે કેર આ ભારત સુનું આજે થયું,
નુર હિંદના હૈયાતણું પશ્ચિમ દિશાએ છે ગયું!
રે! રે! કુસંપે પાપથી પુષ્કળ અમે સંકટ સહ્યું!
આકાશથી અવનિ પરે જો દ્વેશથી વિષ છે વહ્યું.

શ્રમ તપ્ત અમ શીરને શરીર તેને મરણ શાંતી હવે!
આપો અરે! આ વિશ્વથી વિશ્વેશ! વિશ્રાંતી હવે!
કાંતો કરો કાયર હૃદય તેમાં પ્રભો! ક્રાંતી હવે!
વિરતા વિભુ! અર્પી તમે ભયની હરો ભ્રાંતી હવે!

પણ આ જીવીત નિર્વિર્યનું ના! ના! પ્રભો! લંબાવશો!
દુ:ખો અમારા નેત્રને ના! ના! વધુ દર્શાવશો!
આનંદથી મૃત્યુતણી શકિત જરા સમજાવશો!
મૃગજળ બતાવીને હવે લોકેશ! ના લલચાવશો!

ઓ! લોક ભારતવર્ષના ના! ના! કુસંપ કદિ કરો
આનંદથી આજે ફરી ઐક્યત્વ સઘળા આદરો
હજી છે સમય આ દેહમાં હિંદુત્વને સત્વર ભરો
મરવું ભલે કદિ હોય તો એકત્ર થઇ નક્કી મરો

તું તેજ હિંદુ જે બધી દુનીયા હતો ડોલાવતો
તું તેજ હિંદુ હાંકથી સંસારને શરમાવતો
તું તેજ હિંદુ દેખતાં યવનેશ પણ કંપી જ
તું તેજ હિંદુ દેવને ભુમિપર ઉતારી લાવતો

ફુલવાડી તારી આજ જો! હિંદુ! લુટાતી છે સહી
ત્રીસ કોટી તારા બાળની વિસ ક્રોડની વસ્તી રહી
અંધી હજી તુંજ આંખ હિંદુ! દ્રષ્ય એ દેખે નહિ
તારૂં હૃદય તુજ નાશ ને રે! રે! હજી લેખે નહિ

દશ દિશ થકી તુજ મોતના ડંકા! અહા! વાગી રહ્યા
ખાનાર તુજને ખંતથી જો! જો! ભલા જાગી રહ્યા
હિંદુ અરે હિંદુત્વને આજે અહા! ત્યાગી ર
તો એ હજી તુજ નેત્ર શું નિવૃત્તિના રાગી ર

હું શૈવ, વિષ્ણુ, સનાતની, શીખ, જૈનને આ આર્ય
એ ભાવના તજવી હવે હિંદુ! તને અનિવાર્ય છે
હિંદુત્વ રક્ષા આપણે હિંદુ બધાનું કાર્ય છે
ભુલી ભેદ તેને રક્ષવા તૈયાર થાવું દિવ્યકાર્ય છે

આજે જુઓ ચંડાળ ચોર બધા તને બાળી રહ્યા !
હિંદુ છતાં હિંદુત્વને કૈં મુર્ખ થૈ ખાળી રહ્યા !
નિજ હસ્તથી વિષ લઇ ભલા ! નિજ દેહમાં વાળી રહ્યા !
હૈયે હજી પણ દ્વેશને નાદાન તે પાળી રહ્યા !
પશ્ચિમ નિવાસી પ્રજા તણી આજે અહીં સત્તા થઇ !
જેને પ્રતાપે ધર્મમાં સુલતાનશાહી છે ગઇ !
નિતિ ન્યાય ધર્મ વિવેકની પ્રભુતા હવે પ્રકટી રહી !
હિંદુત્વની રક્ષા વિષે હજી તોય કાં જાગો નહિ !

નિજ દ્વેશ કરવા શાંત ઘોરિ નરેશ અહિં તેડાવતા,
'જયચંદ ભારત દ્રોહી'ના ઉપનામને પામ્યા હતા;
રાઠોડ નિર્બળ થઇ ગયો ચૌહાણની પ્રભુતા જતાં.
બિજે વરસ શાહે જીત્યો તને વિજય પ્રસરાવતા !

કવિચંદ પૃથુરાસા વિષે કહે છે, "યવન જય પામશે !
લુંટી દેશ દેવળ દૈત્યવત દારા ઉપર જુલ્મો થશે !
પશ્ચાત ભારત વર્ષ પર પાશ્ચાત્ય લોકો આવશે !
પછી બલ્ખ, 'કાબુલ, ભઠ્ઠી હિંદુ'ની મુકત સત્તાઓ થશે !

પાંત્રીસ વર્ષ સિસોદિયા ફરી છત્ર નૃપનું ધારશે !
અજમેરના યવનો વળી ક્ષણવાર માટે જાગશે !
પછી તર્ત વીર તુંવાર પછી રાઠોડની પ્રભુતા હશે !
રાઠોડ હિંદુસ્થાનમાં ચિરધર્મ ફરિ પ્રસરાવશે !

વૈધવ્ય આવ્યું હિંદને સ્વામી જતા સંસારથી,
વેરાન રાન બધે બન્યું મોટાં મરાતાં મ્હારથી;
દુખ દર્દમાં દિલ્હી પડ્યું જુદું થતાં દિલદારથી,
પણ ભાગ્ય ! મોટું, ભાગ્ય ! ત્યાં જનમાત્રનો આરો નથી.

× × × × ×

કિરતાર ભારતવર્ષને ફરી ધન્ય પળ એ આપશે !
પાછા પરમ સમ્રાટ એ પૃથુરાજ અહીં જન્માવશે !
આ હિંદ તે સૃષ્ટિ તણો આદર્શ ફરી પાછો થશે !
સૃષ્ટિ દયાહિન આજની ! ભારત ફરી શરમાવશે !

આવી સુખદ ઉમદા પળો પાછી હવે અવલોકશું !
લ્યો ! આજ એ વ્રત દેહમાં બસ શાંત તે ઘડીએ થશું !
હિંદુત્વના ઉધ્ધાર વિણ મુખથી નહી બોલો કશું !
દેવો હતા સહુ આપણે પાછા ફરી દેવો થશું !

રાખો સ્મરણ હિંદુત્વનું છે ધન્ય દિન તે આજનો !
'કુર્ણિક' સ્મરો ઉપદેશ શું નવ કૃષ્ણ વિરમહારાજનો !
થાશે અહીં ફરી જન્મ એ ત્રણ લોક કેરા તાજનો !
"બોલો શ્રી જય હિંદુત્વનો, હિંદુ તણો, પૃથુરાજનો !"

ओउम शान्ति शान्ति शान्ति.

---

સુરત ચઉટાના પુલ ઉપર આવેલા ધી 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

# આજ કાલના નવા પુસ્તકો.

| | |
|---|---|
| ખ્યાલસાગર ભા. ૧-૨ | ૦-૮-૦ |
| ભજન રત્નાકર ઉભા ભજનોનું પુસ્તક | ૦-૬-૦ |
| ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા ભા. ૧થી૫ | ૦-૮-૦ |
| ,, ,, ,, ,, ,, ૬થી૧૦ | ૦-૮-૦ |
| ,, ,, ,, ,, ,, ૧થી૧૦ સાથે | ૧-૦-૦ |
| બૃહત ગરબાવળી સ્ત્રીઓ માટે ઉત્તમોત્તમ ગરબાઓનું મોટું પુસ્તક. | ૧-૦-૦ |
| એ બુરખાવાળી કોણ (સચિત્ર) | ૦-૧૨-૦ |
| શ્રી કૃષ્ણ ભજનમાળા સચિત્ર ગ્લેજ કાગળમાં | ૦-૮-૦ |
| ભેદી પુતળું સચિત્ર | ૦-૮-૦ |
| સોળ વરસની સતી અને નવ વરસનો પતિ ભા.૧-૨ | ૦-૮-૦ |
| કીશોર કુમાર યાને પ્રેમનો પહાડ | ૦-૮-૦ |
| ડાકુની દિકરી યાને મોહિની મરીયમ | ૦-૮-૦ |
| વસ્ત્રેલી વીણા ભા. ૧-૮ | ૦-૮-૦ |
| સચિત્ર વિરસિંહની વીરતા | ૧-૪-૦ |
| લલનાની લીલા | ૦-૧૨-૦ |
| ડોક્ટર કે દૈત્ય | ૦-૮-૦ |
| પતિ કે પિચાશ | ૦-૮-૦ |
| રંગમાં ભંગ | ૦-૮-૦ |
| કપટસિંહનું કાવત્રુ | ૦-૮-૦ |
| લગ્નગીત મણિમાલા | ૦-૫-૦ |

માતૃજીવન પુસ્તકાલય ભાગ રોડ-સુરત.

ડિટેકટીવ નવલકથા

# પોલાદી પંજો. (સચિત્ર)

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ગવર રોડ-સુરત.




માલીક:-શા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર પગથીઆર.

કીંમત બાર આના.

સચિત્ર. **સોનેરી જાળ.** આવાંજ ચાર ચિત્રો સાથે.



પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

માલીકઃ-શા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

કીંમત આઠ આના.